॥ ओ३म् ॥

# ભાનુ પ્રકાશ

## કિરણ ૧ લું.

લેખક,

## નરમણિ.

મુંબઇ:

ધર્મ વિજય પ્રિન્ટીગ પ્રેસમાં છાપ્યું.

૧૯૦૭

૦-૪-૦

॥ आर्या ॥

आपरीतोषाद्विदुषाम्
न साधुमन्ये प्रयोग विज्ञानम् ।
बलवदपि शिक्षितानाम्—
मात्मन्यप्रत्ययं चेतः ॥

કાલીદાસ.

# અર્પણ પત્રિકા.

મારા માનવંતા શેઠ હરિદાસ રણછોડદાસ

જોગ.

## વસંત તિલકા.

પ્રાચીનના કવિવરો થઇ જે ગયા છે,
શોભી સદૈવ શુચિ તેજથી જે રહ્યા છે;
તેવાણીના વિમળ વિસ્તૃત સાગરે હું,
શુક્તિ નિવાસિ જળજંતુ તરી રહ્યો છું. 1.

એ અંબુધિ સુખદ સારથી પુષ્ટ દેહ,
રાજે રૂચિર ગુરૂ મેઘ સમાન જેહ,
તે સ્વાતિના સુભગ બુંદથી કોઇ એક,
પામ્યો સુભાગ્ય કર્યું પાન ધરી વિવેક. 2.

તેના પ્રભાવ થકી મૌક્તિક આ બન્યાં જે,
આપે ઉપાડી અતિ આદરથી ગ્રહ્યાં તે,
શોભે સુધીર–શિરભૂષણ, વા વિરાજે
કંઠે, કરી કદિ ધરો નવ માલિકા જે. 3.

લી૦

આપનો

નરમણિ.

કડી ૧. તે કવિવરની વિમળ વાણીના વિસ્તૃત એટલે વિશાળ સાગરમાં હું શુકિત—સીપમાં રહેનારા જંતુની પેઠે તરૂં છું. કડી ૨. એજ અંબુધિ—સાગરના સાર વડે જેનો દેહ પુષ્ટ થયો છે એવા ગુરૂ જેઓ મેઘના સમાન રાજે—શોભે છે. તે ગુરૂ તરફથી—સ્વાતિ નક્ષત્રમાં—યોગ્ય વખતે પ્રાપ્ત થયેલા કંઇ એક ઉપદેશ—બુંદનું પાન મેં વિવેકસર કર્યું. કડી ૩. આ મોતી—સુધીર—શાણા પુરૂષોના શિર ભૂષણ—મુકુટમાં શોભે એવાં છે—અથવા શાણાઓમાં ભૂષણ—રૂપ જે શ્રેષ્ટ પુરૂષો છે તેમને પણ શોભાવે છે. અગર જો માલા બનાવીને ધરો તો કંઠને પણ શોભાવે.



# પ્રસ્તાવના.

——:o:——

આ નાનકડું પુસ્તકમેં પ્રસંગોપાત લખેલી કવિતાઓ પૈકી થોડાએક નમુનાનું બનેલું છે. એ બહાર પડશે એવો જરાએ સંભવ નહોતો. પરંતુ મારા માયાળુ શેઠજી હરિદાસ રણછોડદાસે અંધારામાં પડેલાં મારાં લખાણોને વખતો વખત પ્રકાશમાં લાવવાની સ્તુત્ય હોંસ દેખાડી અને એ પ્રમાણે તેમના ઉત્તેજનનું આ બીજું ફળ ગુર્જર પ્રજાને સાદર કરવામાં હું ભાગ્યશાળી થયો.

ઇશ્વર પ્રાર્થના, રમત ગમત, દોલતને ગરીબાઇ, ઉનાળો ને વરસાદ, સુખને દુખ, જગતનું ક્ષણભંગુરપણું અને તત્ત્વ શોધન તથા થોડું એક અંગત એ પ્રમાણે મિશ્રિત વિષયો પૈકી જુદી જુદી રૂચિના વાંચકોને કંઇ ને કંઇ અવશ્ય મનગમતું થઇ પડશે ; અને જો એમજ થયું તો વળી પણ મારૂં તતુડું વજાડી ગુર્જર પ્રજાને ફરીથી એકવાર તરદીમાં નાંખીશ.

ગુર્જર સાક્ષર શિરોમણિ મરહૂમ રા. ગોવર્દ્ધનરામભાઇ આગળ અભિપ્રાય સારૂ રજુ કરેલી મારી ઘણીખરી કવિતાઓનો સમાવેશ આ પુસ્તકમાં થઇ જાય છે.

દરેક કવિતાની નીચે અર્થ સરળ પડવા સારૂ મેં ટીપ આપેલી છે વળી મી૦ કરસનદાસ જમનાદાસ ગાંધી

બી. એ. એમણે આ પુસ્તક તપાસી જવામાં જે સ્નેહ ભરી તસ્દી લીધી છે તે માટે હું તેમનો આભારી થયો છું.

ઠા. ધરમસી જેઠાની કું. }
માંડવી. મુંબઇ તા. ૧૨-૭-૦૭ } નરમણિ.

## શુદ્ધિ પત્ર.

| પાનું | લીટી | ભુલ | સુધારો |
|---|---|---|---|
| ૪ | ૧૦ | હુદ્ય | હૃદય |
| ૯ | ૧૪ | સગાં વહલાં | સગાં વહાલાં. |
| ૧૦ | ૯ | ધોડલે, | ધોડલો, |
| ૧૦ | ૧૪ | શાકુતલ | શાકુન્તલ. |
| ૧૩ | ૪ | ચલ્યા | અલ્યા. |
| ૧૩ | ૧૯ | નાકીને | તાકીને |
| ૧૪ | ૬ | વર્ણીન | વર્ણન. |
| ૧૫ | ૨૨ | સુખ | સુખે. |
| ૧૬ | ૪ તથા ૧૫ | વાંટયાં | વાંટયાં. |

| | | | |
|---|---|---|---|
| ૨૮ | ૪ | ર’તે | રસ્તે, |
| ૨૮ | ૧૩ | મરીને | મારીને. |
| ૨૯ | ૬ | ખાતાં | ખાતા. |
| ૨૯ | ૧૬ | રહેજા | રહેજો. |
| ૩૦ | ૬ | જોયંજ | જોયું જ. |
| ૩૦ | ૮ | પીવ | પીવા. |
| ૩૦ | ૧૦ | અધથી | અંધથી. |
| ૩૧ | ૫ | પતંગીયને | પતંગીઆને. |
| ૩૪ | ૧૦ | પ્રિયતમાં | પ્રિયતમા |
| ૩૪ | ૧૨ | હથ | હાથ. |
| ૩૪ | ૨૦ | રતની | રતનની. |
| ૩૫ | ૪ | બાંણુથા | બાણુથી. |
| ૩૫ | ૬ | કહે શું | શું કહે. |
| ૩૬ | ૪ | પડયો પડયો | પડયો. |
| ૩૮ | ૨ | ઘર | વર. |
| ૩૮ | ૬ | થાસે | થાશે. |
| ૩૮ | ૨૨ | ચિતમાં | ચિત્તમાં. |
| ૩૯ | ૯ | નિશસ | નિશાસ. |
| ૩૯ | ૧૨ | જગનો | જગતનો. |
| ૪૦ | ૬ | તે | તેં. |
| ૪૦ | ૨૦ | જોએ | જોઇએ. |
| ૪૦ | ૨૪ | પેટ | ડાચું. |
| ૪૨ | ૨૧ | જગત | જગ્ત |

| | | | |
|---|---|---|---|
| ૪૯ | ૧૮ | બપેરે | બપોરે. |
| ૫૧ | ૧૪ | ઘડિકા | ઘટિકા. |
| ૫૨ | ૨ | સોમવાર | સોમવાસર |
| ૫૨ | ૩ | શંકરાત | સંકરાંત |
| ૫૨ | ૧૧ | માળ્યા | મળ્યા. |
| ૫૪ | ૪ | સફ | સાફ. |
| ૫૫ | ૬ | ચકુ | ચાકુ. |
| ૫૫ | ૯ | ફુલાવર પૅટ | ફુલાવર પૉટ. |
| ૫૭ | ૮ | ઓડી | ઓરડી. |
| ૫૭ | ૧૪-૧૫ | મસોને. | માણુસોને. |
| ૫૯ | ૮ | પાસ | ક્રૉસ. |
| ૬૧ | ૬ | ત્યગો. | ત્યાગો. |
| ૬૧ | ૮ | રટતે— | રટતો— |
| ૬૨ | ૬ | ચણુચિત્યું | અણુચિત્યું. |
| ૬૪ | ૧૫ | ખેટ | ખોટ. |
| ૬૪ | ૧૬ | ખાવનાં | ખાવાનાં. |
| ૬૫ | ૧૯ | તમરા | તમારા. |
| ૬૪ | ૨૨ | પમર્ય | પમાય. |
| ૬૭ | ૧૦ | મેઢા | મોઢા. |
| ૭૬ | ૧૧ | નિશ્ચ | નિશ્ચે. |
| ૮૩ | ૧૮ | લગર | લગાર. |
| ૮૯ | ૮ | ચિતે | ચિત્તે. |
| ૯૬ | ૧૮ | વાંવે | વાંચે. |

# ભાનુ પ્રકાશ.

## કિરણ ૧ લું.

### ઇશ્વર પ્રાર્થના.

છપય.

ત્રિભુવન જેનો વાસ, દાસ તેનો હું યાચું,
ચરણ કમળ રજ રોજ, લોહું ને બોલું સાચું,
સદ્ગુણની નિત સેવ, જ્ઞાન–અમૃત અનુપાને,
ષડ્રિપુ રે' પરહેજ, રોગ ભવનો જાવાને,
વિવેકસહ ધર્મે વસું, તસૂ ચસું નહિ ન્યાય્યનું,
હરિએ હોંસ પુરી કરે, થાય ગમે પછી કાયનું. ૧

**લીટી ૩–૪.** આ જન્મ છે તે એક રોગ સમજવો. તેને માટે સદ્ગુણરૂપ દવા, જ્ઞાન રૂપ અનુપાન અને ષડ્રિપુ જે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, એ છ દુશ્મનોને દાબી દેવા રૂપ પરેજી પાળવી; જેથી એ ભવનો રોગ જાય.

**લીટી ૫–૬.** ન્યાય્ય એટલે વાજબી વાતમાંથી એક ડગલું પણ ચસવું ન જોઇએ. એટલી હોંસ–એટલાંવાનાં પ્રભુ જો આપે તો પછી શરીરનું ગમે તે થાઓ.

## ગીતિ.

કેશવ કોને કેવા? જેને ચિત્ત વસે ન કેશવ તે;
કેશવ જેને ચિત્ત, નહિ શવ તે અહિ ફરી ન અવતરશે. ૧

**લીટી ૧-૨.** હે ભાઈ તું કહે, શવ એટલે મુડદા તે કોને કહીએ? જવાબઃ—જેના ચિત્તમાં કેશવ એટલે પરમાત્મા વસતા નથી તેવાને.

**લીટી ૩-૪** પરંતુ જેના ચિત્તમાં પ્રભુ છે તેઓ મરતા નથી એટલુંજ નહિ પણ ચિરંજીવ બની એવે સ્થળે રહે છે કે જ્યાંથી તેમને પાછું મર્ત્યલોકમાં આવવાનુંજ નથી.

---

## દ્વારકાની યાત્રા.

### ગરબો.

(ગોવર્ધન રશિયારે, મારે મન વશિયા
વ્રજનાથ——એ રાહ.)

દ્વારકા જાવાદે, ગુણ ગાવાદે ગોપાલ, ગોમતી ન્હાવાદે.
જગતદેરૂં જલધિતીરે જ્યાં, જગતપતિનો વાસરે,
ભકતો ભવભંજનને ભેટે, હરિને ધરીને હોંસ.
દ્વારકા જાવાદે૦ ૧
ભાગ્ય જુઓ ભારતનું ભ્રાતા, ચાર તાતનાં ધામરે,
અહો ભાગ્ય ઓખો જ્યાં આવી, આપ વરયા ભગવાન.
દ્વારકા જાવાદે૦ ૨

જેનું ધ્યાન ધરે યોગીન્દ્રો, નારદજી ગુણ ગાયરે,
નેતિ નેતિ નિગમ વખાણે, હર દરશનને ધાય.
દ્વારકા જાવાદે૦ ૩
બ્રહ્માદિક જેને વિનવતા, શ્રીવર ભકત હદિશરે,
વ્યાસ વૈયાસિક વરણી થાકયા, થાકયા વરણી શેષ.
દ્વારકા જાવાદે૦ ૪
કંસવિદારણ, ગિરિવર ધારણ, ચારણ ધેનુસાથ રે,
સૃષ્ટિકારણ, જ્યાં નારાયણ, વસિયા ગોપીનાથ.
દ્વારકા જાવાદે૦ ૫
અનંત આપો આપ બિરાજે, ત્યાં જઇ મારે રહેવુંરે,
ધન્ય ભાગ્ય ત્યાંના નરનારી, નિત્ય દરશન સુખ લેવું.
દ્વારકા જાવાદે૦ ૬
આ ઘરમાં ન ગમે જાવાદે, દુખકર માયા કૂરરે,
ભુખ તરસ ભવબંધનને ત્યાં રહેતાં પાપો દૂર.
દ્વારકા જાવાદે૦ ૭
શ્રીવરના વ્હાલા સૌ આવી, સાચા ભકત સહાયરે,
હરિ કથારસ અમૃત ત્યાંતો, આપ પિયેને પાય.
દ્વારકા જાવાદે૦ ૮
મેઘશ્યામ મૂરતિ સંગાથે, સંતો માણે મોજરે,
નરમણિ પ્રભુ પદ રજમાં લોટી, લેતો લ્હાવો રોજ.
દ્વારકા જાવાદે. ૯

**કડી ૧ લી.** જગતદેરું=દ્વારકાનું પ્રાચીન મંદીર એ

નામથી ઓળખાય છે. ગોપાલ એ શ્રીરણછોડજીની પ્રતિનિવિ ચળ પ્રતિમાનું લોકપ્રીય નામ છે.

**કડી ૨ જી.** ભરતખંડમાં પ્રભુનાં ચાર ધામ છે તેમાં 'ઓખા' એટલે ઓખામંડળમાં પ્રભુ પોતે આવીને વસ્યા હતા માટે તે "ઓખા" સર્વથી ભાગ્યશાળી મુલક સમજવો.

**કડી ૩ જી.** નિગમ=વેદ. હર=શિવજી જે તેમનાં દરશનમાટે ધાય એટલે દોડીને આવ્યા હતા.

**કડી ૪ થી.** ભક્ત હૃદીશ=ભક્તના હૃદયના ઇશ. એટલે માલેક. વૈયાસિક વ્યાસના પુત્ર શુકદેવજી.

**કડી ૫ મી.** વિષ્ણુ ભગવાનના દશ અવતાર છે તેમાંના કયા અવતારમાં પ્રભુ દ્વારકામાં વસ્યા તે આ કડીમાં સ્પષ્ટ બતાવ્યું છે. વિદારણ-મારનારા. ચારણ-ચારનારા. ધેનુસાથ-ગાયોનો સાથ એટલે ટોળું.

**કડી ૭ મી.** હે ક્રૂર માયા એટલે ધરજંજાળ મને જાવાદે.

---

## પ્રભુના દાસને ચિંતા શેની હોય?

### શાર્દુલવિક્રિડિત.

ચિંતા શું કરવા જરાય કરું હું,

શું કામ સેવું ખળો ?
શા સારૂ બની દીન યાચું જનને,
શાને ફરૂં વ્હાવરો ?
પોષીને જગને જીવેશ મમ જે
સૌ કાળ સંભાળશે,
તે જો'શે નિજ દાસને કદિ જરા,
તો કાં નહિ આલશે ? ૧

ખળો=લુચ્ચા લોકો. મમ-મારો. જીવેશ-જીવનો આધાર. મારા પ્રાણાધાર પ્રભુ જેઓ આખા જગતનું પોષણ કરેછે તેઓ નિજ એટલે પોતાના દાસને કંઇ થોડું સરખું જોઇશે તો કેમ પૂરૂં નહિ પાડે ?

---

## પ્રભુ સૌનું પુરૂં કરેછે.

### પદ.

**( કાચબા કાચબીના ભજનની ચાલ. )**

કરો તમે શોચ તે શાનો ?
પ્રભુ પ્રિછે દાસ પોતાનો રે. ટેક
જે જોઇએ તે દેવા સમરથ, રાયતણો એ રાજ,
અન્નપૂર્ણાની યોજના કીધી, ત્રિલોક પાલણ કાજ,
ભુખ્યાં કહો કેમ સુવાડે, ખાવા સારૂ જેહ જગાડે ?
કરો તમે શોચ તે૦ ૧

અંતરયામી ઘડી નહિ નવરો, ચિંતા કરે ભલીભાત,
ચાવણું દેવું કામ છે એનું, જેણે આપ્યાછે દાંત,
જાયા પે'લાં દુધ મૂકેજે, જાયા પછી કેમ ચૂકે તે?
કરો તમે૦ ૨

હુન્નર કાજે હાથ બે આપ્યા, હુન્નર આપશે એજ,
થાક અને ઊંઘ અંગમાં મૂકયાં, કાં નહિ આપે સેજ?
આંખો અવલોકવા આપી, જો જો લીલા જે જગ થાપી.
કરો તમે૦ ૩

અવનીપર અંધકાર દેખીને, જેણે પ્રગટયા દીપ,
તેણે નસીબ તારૂં નિપજાવી, સાધન રાખ્યાં સમીપ,
હશે જોગ જેટલું તારી, માંહેથી તે આવશે ચાલી.
કરો તમે૦ ૪

સૌનું સૌને વહેંચી આપે એ, મૂરખ ભરશે બાથ,
હાથ હજાર થાશે દેનારા, શું રે લેશે બે હાથ,
લેનાર તો થાકીને રહેશે, લ્હેરો જ્યારે સાગર દેશે.
કરો તમે શોચ તે શાનો?
પ્રભુ પ્રીછે દાસ પોતાનો રે. ૫

**કડી ૨ જી.** જાયા પે'લાં=જનમ્યા પહેલાં. દુધ મૂકે માના સ્તનમાં દુધ ઉત્પન્ન કરેછે.

**કડી ૩ જી.** સેજ=પથારી. **કડી ૪ થી.** અવની=પૃથ્વી. દીપ=દીવા અર્થાત્ સૂર્ય, ચંદ્ર અને તારા સમીપ=પાસે અર્થાત્ તૈયાર.

# પ્રભુનાં ચરણ શિવાય ભવદરિયાને બીજો કાંઠો નથી.

## માલિની.

હરિવિણ નહિ આરો, હોય સંસાર ખારો,
અધિક અધિક પીધે, નીવડે તે અકારો,
સુતનુ-તન--પિતા--મા, ભાઇને બેન બંધુ,
ખડક ખલક સિંધુ, મીનનું ટોળું સંધુ. ૧

**લીટી ૨ જી.** જેમ જેમ સંસારના રસનો અધિક અધિક એટલે વધુ વધુ સ્વાદ લઇએ તેમ તેમ તે વધુ વધુ અણગમતો થઈ પડે. **લીટી ૩ જી.** સુતનુ=સ્ત્રી. તન--તનુજ=છોકરૂં. બંધુ=સગાં સંબધી. એ બધાં ખલક એટલે આ સૃષ્ટિરૂપ દરિઆમાં ખડકો જેવા છે અર્થાત્ માણસની જીંદગીના વહાણને નડતર રૂપછે. અથવા તે સંધુ-તે બધું એક માછલાનું ટોળુંજ છે એમ સમજી લેવું.

---

# બાળ પ્રાર્થના અંગ્રેજી ઉપરથી.

## ગઝલ.

( રાત્રે સુતી વેળા બોલવાની. )

પ્રભુને પ્રેમથી વંદી, સુતાં હું એમ યાચું છું
ઉઠયા પે'લાં કદાપિ જો, મરૂં તો પ્રાણ સોપું છું. ૧
સૅતો ન્હાને બિછાને આ, મને સંભાળજો ત્રાતા!

ગળાવી રાત શાંતિમાં, જગાડો પ્રાતકાંતિમાં ૨

---

## ગઝલ.

( સવારે ઉઠતી વેળા બોલવાની. )

હવે હું જાગિને જોઉં, દિસે પરભાત આ સોહું,
મને પ્રીતે પ્રભુએ તો, સંભાળ્યો રાતમાં સુતો. ૧
હવે એ દેવ દિન આપો, ભલો મુને કરી રાખો,
દિલે મારા મહિમાઓ, તમારા નાથ નિત દાખો. ૨
અરે પ્યારા હું ઊઠીને-પથારીથી પ્રભુ વંદું,
કરૂં બોલું હું આજે સૌ, થજો તુંને ગમે એવું. ૩

કડી ૨ જી. નિત-નિત્ય એટલે બધો વખત મારા દિલમાં તમારા મહિમાનું રટણ કરાવજો.

---

## ગઝલ.

( જમતી વેળાએ બોલવાની. )

પ્રભુના હાથથી આવે, સહુ સારા પદાર્થો આ,
હમેશાં અન્નને માટે, છિએ સૌ ઓશિંગણ તારા. ૧
અરે તે સાથ હે નાથ, તું એવી આશિશો આપ,
વસું સુખે અમો તારા -મહિમામાંહિ દિનરાત. ૨

કડી ૨ જી. ઓશિંગણ=આભારી.

---

# એકલવાયા છોકરાની પ્રાર્થના.

## ઉપજાતિ.

પિતા ગયે બાળ પ્રભુજી મારા.
તેડી લીધા છે શરણે તમારા,
ભ્રાતા ન મોટા, નહિ કોઈ છોટા,
ન બન્ધુ કેરા વળી યોગ્ય જોટા. ૧
છે કો સુમિત્રો, તદપિ બિચારા,
વહે દુખોમાં નિજ, જે ન આરા,
ન છત્ર કો આતપ જે નિવારે,
ચિંતા હવે મારી પ્રભુ તમારે. ૨

**કડી ૧ લી** હે પ્રભુજી, મારી નાની વયમાં મારા પિતાજીને તમોએ તેડાવી લીધાછે એટલે તેઓ સ્વર્ગવાસી થયાછે. બંધુ=સગાંવહલાં. યોગ્ય=લાયક. **કડી ૨ જી.** કો સુમિત્રો એટલે કોઇ મિત્રો સારા સા છે પરંતુ તેઓ બિચારા પોતાના એટલા બધા દુઃખમાં તણાયા જાય છે કે જેનો આરો આવતો નથી તો પછી મને કયાંથી મદદ કરી શકે? છત્ર=છતરી. આતપ=તડકો. નિવારે=અટકાવે. મારાપર દુખ પડતું અટકાવવાને કોઇ છત્રી નથી.

---

# બાળગીત અંગ્રેજી ઉપરથી.

## રુચિરા છંદની ચાલ.

ફર રમત ઓ બચ્ચા તું,

સાંભળ રીત બતાવું હું.
ઊંચે ચંદરવા તક ધાજે, નીચે ધરતી તક નાજે,
ચારે ફેરે ફરી ફુદડી, મોદેથી ગીતો ગાજે:
આગળ પાછળ એક પગે તું, ફુદ ફુદ કરતો નાજે.
ઢોલ એક જણ આ લાવ્યો છે, ધીરે ધીરે તે વાજે. ૧
ઉંદ બેસને મૂક દોટ તું, દિલ રાજી કરવા કાજે,
પાંચ સાત જણ ભેળા થૈને. જોવા આવીશું આજે:
લઈ લાકડી કરી ઘોડલે, સિપાઈ થઈ લડવા નાજે,
ખાસામાં રાખ્યું છે ખાવું, રમતાં રમતાં તે ખાજે. ૨

---

## હંસ વિનોદ—મનહર.

### કહેવત ૧ લી.

ઋગ, રશુ, શાકુ તલ કે ગીતાનું ગાન શુણી,
ખગોળ ભૂગોળમાંહિ, પ્રીતકો પ્રમાણશે:
ભુંગળાં ફૂંકેલ ભાળી, બીજા જનારે વાત કાલી,
કાલી કવિતા સુણીને, આનંદ કો આણશે;
લેખનના ભેદ કેવા, જાણ્યા નહિ જેણે એવા,
નિજસ્તુતિ સાંભળીને, મોદ કોઈ માણશે:
ગ્રંથના અથાગ એમ, થોક નરમણિ થયા,
દૂધ પાણી જૂદાં તેતો, હંસ કરી જાણશે. ૧

**લીટી** ૧-૨ ઋગ=ઋગ્વેદ. કોઈને વેદ ભણવાનો શોખ

હોય છે. રઘુ=રઘુવંશ મહાકાવ્ય કોઇને મહા કાવ્યોનો શોખ હોય છે. શાકુન્તલ=શકુન્તલા નાટક. કોઇને નાટકના શોખ હોય છે. કોઇને ખગોળ વિદ્યાનો અને કોઇને ભૂગોળ વિદ્યાનો શોખ હોય છે. **લીટી ૩-૪** ભૂંગળાં ફૂંકેલ ભાળી=ખાલી બાકાં ફૂંકેલાં જોઇને. કાચી=અર્થ વગરની. **લીટી ૫-૬** લખાણમાં કેવી કેવી યુકિતઓ કરવામાં આવેછે તે જેઓ જાણતા નથી તેઓ માત્ર પોતાના વખાણનું વર્ણન આવે એટલે ફૂલાઈ જાયછે. પણ તેજ કવિતાના મર્મમાં તેમની નિંદા કરેલી હોય છે તે જોતા નથી. **લીટી ૭-૮** થોક=ઢગલા. અથાગ=પાર વગરના. દુધ અને પાણી ભેગાં કરેલા હોય તેમાંથી દુધ-દુધ પીને પાણી પડતું મેલવાની હંસમાં અજબ શકિત છે.

## કહેવત ૨ જી.

ઉનાળાની રાતે ઉઠ્યો પવનને આગ લાગી
કસ્બા કેરી મધ્ય સાંકડી શેરી નાકે નવે;
લોક ભેળા થાય, પાડોશી ખૂણે છૂપાઇ જાય,
પાણીનું ટીપું આપે ન કોઇ રેડવા દવે:
પોલીસ અને મ્યુનીસિપાલે તો પધારો કરી,
કાલે પંપ ડાયરી ભરી ચાલ્યા ગયા હવે:
ઘર ધણી ઘેર નહિ, ફૂ થયું બળીને એમ,
જુઓ હંસરાજ આજ પડી તેજ ભોગવે! ૨

**લીટી ૧-૨** કસ્બા કેરી મધ્ય=કસ્બાની વચ્ચે. નાકે

નવે=નવા નાકા ઉપર. **લીટી ૩-૪** રેડવા હવે=અગ્નિમાં રેડવા સારૂ. **લીટી ૫-૬** હાલે પંપે=ખાલી બંબા વડે; એક તો ઉનાળો ને પાણીની સગવડ રાખેલી નહિ છતાં. ડાયરી ભરી=નોંધ બુકમાં પોતે કરેલું કામકાજ લખીને. **લીટી ૭-૮** ફું થયું=ફૂંકાઈ ગયું; રાખ થઇ ગયું.

## કહેવત ૩ જી.

કાચના કચોળામાંહી, પાકું પાણી પૂરીએ તો
વેલું વહી જાય વાસણને લાગે ધાડને;
હદ બા'ર લાડકાં છોરૂ. પોતાનો ને પિતાનો,
બગાડીને બગ લાજ લગાડે છે લાડને;
અતિશય વ્યાજ લેવા જતાં લોભી વાણીઆ તો
ખોઇ વ્યાજ કાપે મૂળથી મૂડીનાં ઝાડને,
શેઠના સપૂત ચાકરને ઘેર ધક્કા ખાય,
જુઓ હંસરાજ એમ ખેત ખાય વાડને. ૪

**લીટી ૧-૨** પાકું=ગરમ, કડકડતું. ધાડ=આફત.
**લીટી ૬.** મૂડી=વ્યાજે ધીરેલી મૂળ રકમ.
**લીટી ૭.** સપૂત=આ ઠેકાણે કપૂત સમજવા. એવા ઘણા દાખલા બનેછે.

---

## કહેવત ૪ થી.

કલ્લીની બાજીની કરી, કલ્લીને કંગાલ એક,

દ્વારકામાં દીઠો થયો વેચવાને સજ છે.
એક પાઇ માટે વેચી, એવામાં ગુગળી એક,
આવી બોલ્યો ઉભો રહે, વાત ચલ્યા ધજ છે:
ચાર પાઇ મારી લાવ્ય, મારકીટ ઇજારાની.
છાનો માનો ચાલ્યો, શું તારા માથામાં ગજ છે?
તાંબીઆની ડોશી અંહિ. હમુ મૂંડામણ પડે,
ગજની થોડીનું હંસ, ભાડું સવાગજ છે! ૫

**લીટી ૧–૨** કલ્લી = ઝુડી. કલ્લી = એક જાતની ઘાસ જેવી જંગલી ભાજી. ચોમાસામાં વગડામાં તે ઉગી નીકળે છે. **લીટી ૩–૪** ધજ = મજાની. **લીટી ૫–૬** મારકીટ ઇજારાની = દ્વારકામાં શાક વેચનાર પાસેથી દરરોજની ચાર પાઇ સરકાર લે છે તે ઉઘરાવવાને ઇજારો કોઇ ગૂગળી બ્રાહ્મણ રાખે છે. એક ગરીબ માણસે વગડામાંથી આવતાં વીણી લીધેલી થોડી કલ્લીની ભાજી એક પાઇમાં વેચી તે વેળા તેના ઉપર, ઉપર મુજબ તકાદો થયો હતો.

## કહેવત ૫ મી.

સહપરીવાર કપોત પ્રત્યે નાખીને તીર,
વૃક્ષ નીચે પારધી ઉભો દયા ન છાંટો છે:
તરાપ મારી ભમતો જોઇ ઉંચે બાજ એક,
“ રામ રામ ” રટી બિચારાનો બેહાલ ઘાટો છે:
તીર વાગ્યું તમ્મર ખાઇ ને બાજ હેઠે પડ્યો,

કાંક કાળાનાગે પારધીનો પગ કાટયો છે;
નિરપરાધી ઉગારી, અપરાધી માર્યો એમ,
હરિને હાથે હંસ રખા સોનીનો કાંટો છે. ૩

**લીટી ૧-૨** જુની સંસ્કૃત દંતકથા ઉપરથી લીધેલું વર્ણન. સહપરિવાર કપોત = કુટુંબ કબીલાવાળો હોલો. પારધી=શિકારી. **લીટી ૩-૪** બાજ=બાજપક્ષી. તરાપ મારીને માથા ઉપર ભમતા બાજપક્ષીને જોઇને બિચારો હોલો રામનામનું રટણ કરવા લાગ્યો. **લીટી ૫ ૬** એવામાં પારધીને પગે સાપ કરડયો તેથી પારધી નિશાન ચૂકયો ને તેનું તીર હોલાને બદલે ઉપર તરાપ મારનારા બાજ પક્ષીને લાગ્યું. એમ બેઉ ગુનેગારને અચાનક સજા થઈ.

## કહેવત ૬ ઠી.

મૂષક મીનીને વેર, ખગેશ નાગેશ વેર,
બગમાછલીનું વેર, બંધાયું છે ચૂપ જે;
સુડી સોપારીને વેર, કુહાડને કાષ્ટ વેર,
ધંટી ધણી કેરૂં વેર, અંધારૂંને રૂપ જે;
ગણિકા સગુણી વેર, સુર ને અસુર વેર,
સાચાને જૂઠાનું વેર, શીતળને ધૂપ જે;
કહો કયાંથી થયાં એ તો, સહજ સંદેર વેર.
વેર હંસરાજ માના ઉદરમાં ઊપજે. ૪

**લીટી ૧-૨** મૂષક મીની=ઉંદર બિલાડી. ખગેશ = ગ-

રૂડ પક્ષી. નાગેશ મોટા સર્પ. **દોહરો ૧-૮** સદજ= સાથે જન્મેલું—કુદરતી. સદૈવ=હમેશનું. માના ઉદરમાં ઉપજે=જન્મ્યા પહેલાંજ કુદરતી વેર પેદા થાય છે.

## કહેવત ૬ ઠ્ઠીનો બીજો અર્થ

માતાના ઉદરમાંહિ, ગર્ભ બીજો રહે ત્યારે,
સ્તનપાન તજવું પડે છે, સુખરૂપ જે;
જનમ્યા પછી ખોળે બેઠેલ ભાંડું બાર કરે,
ભાગલા પડાવે ખાવાનામાંથી અનુપ જે;
મોટા થયે મોટી મોટી મારા મારી કરી ભાઇ,
કોરટે ચડી કરાવે. વાતો દુખ રૂપ જે;
અથથી ઇતિ સુધી, સુખ ન એમ બેસવાદે,
વેર હંસરાજ માના ઉદરમાં ઉપજે.

પ્રશ્ન "હંસરાજ, ભાઇઓ ભાઇઓમાં વેર, જે જોવામાં આવે છે તે કયાંથી આવ્યું?"

જવાબઃ—"માના ઉદરમાંથીજ." કેવી રીતે? જવાબ "પોતાની માને બીજીવાર ગર્ભ રહે ત્યારે બચ્ચાને ધાવણ છોડવું પડે, જન્મ્યા પછી નાનું બચ્ચું મોટા ભાંડુંને માના ખોળામાં બેસવાદે નહિ ખાવામાંથી અનૂપ એટલે ઓછો ભાગ પડાવે. મોટી ઉમરે કોરટે ચડી લોકોમાં હજારો વગોવણાં કરાવે એમ અથથી ઇતિ સુધી એટલે પહેલેથી છેલે સુધી એક ભાંડુ બીજા ભાંડુને સુખ બેસવા દેતું નથી, એ એક કુદરત છે."

# વેર ક્યાં વસે છે?

## શાર્દુલ વિક્રિડિત.

વાંટ્યા સ્થાનક વિશ્વમાંહિ વિધિયે,
વાનાં ત્રણ ત્યાં વધ્યાં:
પેલું મધ્યથી "ઝેર" લેઈ ખલની,
જીભ્યા મહીં મેલતાં;
સ્થાપ્યા "કેરજ" ક્રૂર ને કુટિલ જે,
સોટા મહીં મ્લેચ્છના;
આજ્ઞા આપી સદૈવ "વેર" વસજે,
તું માતણા પેટમાં.

ભાઈઓ ભાઈઓમાં જ્યારે જબરો કુટુંબ ક્લેશ ચાલતો હોય છે તે વેળાએ લોકો એક કહેવત બોલે છે:— "ભાઈ! વેર ક્યાં? તો કે "માના પેટમાં" તે ઉપરથી આ કલ્પના છે. વાંટ્યાં=વહેંચ્યા. વિધિયે=બ્રહ્માએ. સૃષ્ટિ બનાવીને જ્યારે બ્રહ્માજીએ દરેક પદાર્થને રહેવા માટે જગાઓની ગોઠવણ કરી તે પ્રસંગે ત્રણ પદાર્થો રહી ગયા કેર, ઝેર ને વેર. તેમાં વચલું જે ઝેર તેને સૌથી પહેલું ઉપાડી ખળપુરૂષ-ચાડિઆની જીભમાં મૂક્યું એટલે ચાડિઓ કોઈની ચાડી ચૂગલી કરી તેના પ્રાણ લેવરાવે. કેર હતો તેને મ્લેચ્છ લોકોના સોટામાં મૂક્યો એટલે પોતાના હાથમાં જ્યારે સોટો—સત્તા આવે ત્યારે મ્લેચ્છ લોકો કેર કરવા ચૂકતા નથી એમ બતાવ્યું, બાકી રહ્યું વેર

તેને કહ્યું કે વન, બાપા! તું માના પેટમાં જઈને બેશ એટલે કે જન્મ્યા પહેલાંથીજ ભાઈઓ માહોમાહે કુસંપ કરવાનું શીખી રાખે છે તે બતાવ્યું.

## કવિતા કરવાના અભ્યાસી માટે.

### ગઝલ.

નકામો દી ન જાવાદે, કડી તું કો બનાવી લે:
જરા જો યત્ન તું લેશે, પ્રભુજી સાય તો દેશે. ૧
લખ જે દેખ ચોપાસે, દિલે સિધ્ધાંત જે થાશે:
લખ જે ભોગવે સુખો, પડે સંસારમાં દુ:ખો. ૨
સુણે જે શ્રેષ્ટ વાતો તે, કવિતામાં ઉતારીદે;
પ્રભુને કાં ભજી લેતું, સુબોધો કાં સજીલે તું. ૩
કથા કોનાં ચરિત્રોની, સુરંગી આ ધરિત્રીની:
મતો તારા મિલાવીને, ધરી શાંતિ લખી દે તે. ૪
કદી જો ચિત્તના શાંત, ન રાખી દિલમાં ભ્રાંત.
કવિ કોનું તું ચોરીલે, વિચારો કેક વ્હોરી લે, ૫
કદી ભાષાંતરોથી કે, બીજાના બોલ ફેરીને,
કવિતા તું બનાવી લે, નકામો દી ન જાવાદે. ૬

---

## કવિતા તે શું હશે?

### શિખરિણી.

હશે રૂડા રાગો, મનહરતો પ્રાસ અથવા—
ભર્યાં વિદ્વત્તાનાં, ઝડઝમક ભુષી પદ રૂડાં?

કવિતા હોશે શું? મદન-દુખ-શૂરાં વરણુનો?
ન રે! એવું કાંઇ! મુખ સહજ વાણી કવિતણી! ૧

કવિતા શું હશે? રૂડા રાગ, મનોહર વૃતો, પ્રાસ, કે વિદ્વત્તાથી ભરેલાં અને ઝડઝમકથી ભુષિત થયેલાં પદો હશે? અથવા મદન અર્થાત શૃંગાર, દુઃખ અર્થાત્ કરૂણ અને શુરાં-અર્થાત વીરરસથી ભરેલાં વર્ણનો તે કવિતામાં ગણાતાં હશે? અરે! એવું કાંઇ નહિ. માત્ર કવિના મોઢાની સ્વાભાવિક વાણી એજ કવિતા!

---

# કવિની એ વાણી ક્યાં સુધી જીવે છે.

## શિખરિણી.

સમુદ્રો સુકાશે, કદિ પલટિજાશે યુગ બહુ,
મહારાજ્યો જાશે. કદિ ભુલી જવાશે સ્થળ સહુ,
ઇતિહાસોમાથે, કદિ વિતક જો લાખ વિતશે,
રહી મીઠી વાણી, તદપિ કવિની નિત્ય દિપશે. ૧

કહે છે કે રામાયણ બીજા યુગમાં બનેલું છે; કાલીદાસ કવિ-કોના રાજ્યમાં અને કયે સ્થળે રહેતા તે કોઇને ચોક્કસ યાદ નથી; પાંડવો સાત હજાર વરસ ઉપર થયા એમ એક મત છે. બીજો મત એવો છે કે સૃષ્ટિજ માંડ એટલી જુની છે. આમ ઇતિહાસોમાથે અનેક ચુંથણાં થયેલાં છે તથાપિ તે તે વખત અને તે તે સ્થળના ક-

વિઓની મીઠી વાણી રામાયણ -રઘુવંશ -મહાભારતની પેઠે ચિરંજીવ થઈ દીપી રહીછે.

---

## શિક્ષકનું કર્તવ્ય.

જે આવે નિશાળમાં, ભણાવવા તે બાળ,
એમાં શિક્ષક કામનો, સમાવેશ મા ધાર. ૧
રૂચિવધે આ લોકમાં, હોંસે ઝાઝા બાળ,
નિત્ય નિત્ય પાઠ નવા નવા, આવી ભણે નિશાળ. ૨
શાણી વાત વિવેકની, શીખી ચાલે ચાલ,
નહિ ભૂલી ઉપકારને, પરપર કરતા પાડ. ૩
નિરમળ નર થઇ બાળકો, ભરે વાસ ચોપાસ,
મોટી એ હું માનતો, શુભ શિક્ષકની આશ. ૪
કડી ૩. પરપર=પારકાની ઉપર.

---

## વિદ્યાનું લક્ષણ.

### દોહરા.

સાચી વિદ્યા તેહ જે, સાચી શીખવે રીત,
વિદ્યા નહિ વંધ્યાજ જે, કરે આંધળા ભીંત. ૧
વિદ્યાના પરિપાકથી, નમે આમ્રની પેર,
ભાગ્યશાળી ભવમાં ખરો, સુખજ એને ઘેર. ૨
જેવી વિદ્યા કામ નર—કરતો એવાં નિત્ય,
આગ્રહ ધરી ઉમંગથી, વધુ કરે સંચીત. ૩

સાચી વિદ્યા, તેહની, પરનાં કરે વખાણ,
પોતે જાણી તેહની, તેને કરતો જાણ. ૪
હાથી ડાંપણ આપનું, પરપર જે લ્હીડાય,
અર્ધ દગ્ધ અભિમાનીની એ આખર છકડ ખાય. ૫
ગુણ વિના વિદ્યા અરે, હાલો વાંઢ્યો ભાર,
હાથીનો અંગોળ ને, રાંડીનો શણગાર. ૬

**કડી ૫** હાથાડાંપણ **આપનું** = પોતાની આવડત સંતાડી રાખીને. એટલે બીજા અજાણ્યા માણસને કાંઈપણ શીખવ્યા વગર જે માણસ તેની પાસેથી પોતાનું મન ધાર્યું કામ લેવાની ઇચ્છારાખે છે તે અભિમાની. **કડી ૬** હાથીનો અંગોળ = હાથીનું નહાવું. હાથીને નવરાવીએ કે પાછો તરત તે પોતાના શરીરપર ધુળ ઉડાડી હતું તેવું કરી નાંખેછે. ગુણવિનાની વિદ્યા તે એવીજ છે.

---

## હિંદનું નૂર ક્યાં જાય છે?

### કુંડળિયા.

છે હુશિયારી હિંદમાં, એમાં લેશ ન ચૂક,
પણ વાપર ઊંધે થતો, મોટું એ છે દુઃખ
મોટું એ છે દુઃખ, સંપ રાખ્યા ને સાટે,
થે શત્રુ હુશિઆર, એક બીજાને આંટે.
પોતે દાઝે બળી, બીજાને હાય! દમે છે;
વેલા મારા ભ્રાત, નૂર સહુ એમ ગમે છે. ૧
ગમે છે = ગુમાવે છે.

# સંપનું ફળ ઇતિહાસમાંથી.

## કુંડળિયા.

તોડીને બળ એકનું, આગળ વધવા ધાય,
મોટીએ મૂર્ખાઇ છે, ગણતાં એમ ગણાય.
ગણતાં એમ ગણાય, થાય બળ એનું ઓછું,
બે ભેળાં જો થાય, લાભ તેનો લેખું શું?
સમજ્યા અકબરશાહ, ચાહ અંગ્રેજે ચોડી:
બાકી પામ્યા નાશ, પ્રબળ બીજાનું તોડી. ૧

# પળ. અંગ્રેજી ઉપરથી

## કુંડળિયા.

જાતી પળ પટપટ વળી, મિનીટ ચાલી જાય,
ઘડી–કલાકો–પ્હોરને, રાત્ર દિવસ વહી જાય;
રાત્ર દિવસ વહી જાય, જાય મહિનાને વરસો,
ગયો ન આવે કાળ, હોય સારો યા નરસો;
કરવાનું તે કરો, હોંસ રાખી દિન રાતી,
પળ પળ કરતાં અરે! જીંદગી ચાલી જાતી. ૧
રાતી=રાત્રી. નરસો = ખરાબ.

# ખડિયો.

## મનહર.

એક તો એવી છે ચીજ, વિલાતમાં જેનું બીજ,
કાંતો એહનું શરીર, કંસારાને હાટ છે,

મુખમાં તો એના જાણો, કાષ્ટ લોહ-ભાલા આણો,
એહનું રુધિર ધોળા-પર કાળા મારે છે.
આઠ દિન ચાલે ભાલું, માસ એક દેહ ઠાલું,
રક્ત નરમણિએનું, દમડાને સાટે છે.
શુણો શાણા મિત્ર મારા, શેઠ કાકુ ભાઈ એના,
ખપ છે જરૂર જેને લક્ષ્મી લલાટે છે. ૧

ત્રેસઠની સાલ બેઠી તે મંગળ દહાડે રાત્રે મારા શેઠના પુત્રો સાથે હું બેઠો હતો તેવામાં મને તેમણે એક બે પરચુરણ બાબતોપર કવિતા કરી આપવાનું કહ્યું. બાળકોના વિનોદની તે કવિતામાંની આ એક છે. **સીટી ૩** ખડિયાના મુખમાં કાષ્ટનું ભાલું તે બરૂ-કલમ૦ લોહનું ભાલું તે સ્ટીલ પેન. એ પ્રમાણે ભાલાંથી ખેંચી કાઢેલું લોહી ધોળા ઉપર કાળું કરવાના એટલે કાગળપર લખવાના કામમાં આવે છે. બરૂ કે સ્ટીલ પેન આઠેક દહાડા ચાલે ને દેહ એટલે શરીરમાંની શાહી એકાદ માસમાં ખાલી થાય. પરંતુ એક દમડી ખરચ્યો કે પાછું તેનું રક્ત એટલે શાહી તરત મળી શકે. જેને લલાટે લક્ષ્મી છે તેને એ ખડિયાનો જરૂર ખપ છે.

---

## સસરાને ઘેર રહેનારને મઝા.

### શાર્દૂલ વિક્રિત.

જેના સ્મિત થકી ત્રિલોક નિપન્યું, જે સાગરે તે વશ્યા,
સંહર્તા સહુના ત્રિલોચન નહીં, કૈલાસ છોડી ખશ્યા;

ચાહવા ! કામ-વિરામ-ઠામ વિરલું, શોધ્યું જડે ના મથી,
જે છે સાસુ-ગૃહેજ સાર નરને, તે સ્વર્ગમાંહે નથી. ૧

નારાયણ કે જેમના સ્મિત માત્રથી—સ્હેજ મોં મલકાવવાથી ત્રિલોક પેદા થયું તેઓ પોતાને રહેવા માટે ગમે તેવા મહેલ પેદા કરવાને સમર્થ છે છતાં તેઓ સમુદ્રમાં એટલે લક્ષ્મીજીના પિતા અર્થાત્ પોતાના સસરાને ઘેર શયન કરેછે. વળી, ત્રિલોચન એટલે શંકર ભગવાન જે ખુશી પડે તેનો નાશ કરી તેની જગા પડાવી લેવાને સમર્થ છે તેઓ પણ કૈલાસ એટલે હિમાલય અર્થાત પોતાના સસરાનું ઘર છોડીને કયાંઇ ખસતા નથી એ બધાનું કારણ શું ? મથી=પ્રયત્ન કરતાં પણ. કામ-વિરામ-ઠામ વિરલું=ઇચ્છાઓ પૂરી કરવાનું અને આશાએશનું વિરલું ઠેકાણું. શોધ્યું જડે ના=કયે મળવાનું નથી.

---

## મિઠી કાઠિયાવાડ.

મિઠાં મિઠાં પાણી, મિઠી મિઠી હવા,
મિઠા મિઠા બોલ, શુણું નવા નવા;
મિઠાં સહુ કામ, મિઠાંજ નામ છે,
જુઓ જુઓ મિત્ર, મિઠું તમામ છે. ૧
મિઠી મિઠી દષ્ટિ, અમીની વૃષ્ટિએ,
મિઠાં મિઠાં મંન, મિઠી જ સૃષ્ટિએ;
મિઠાં સહુ ગ્રામ, મિઠાંજ ઠામ છે,
જુઓ જુઓ મિત્ર, મિઠું તમામ છે. ૨

અરે મિઠા શબ્દ, પશુ જ પક્ષિના.
મિઠા સમાગમ, સદા સ્વપક્ષિના:
મિઠાં નીચાં ધામ નહીં દમામ છે,
જુઓ જુઓ મિત્ર, મિઠું તમામ છે. ૩

મિઠાં વસે ત્યાં નરનારી સૌ સદા,
મિઠાં રમે આંગણમાં "ગગી-ગગા:"
મિઠા સહુ દિવસ-રાત્ર જામ છે.
જુઓ જુઓ મિત્ર, મિઠું તમામ છે, ૪

મિઠાં દહીં છાસ, મિઠાંજ ધાન એ,
મિઠી વનસ્પત્તિ, મિઠાંજ રાન એ:
મિઠાં ભજનો, સ્વજને શ્રીરામ છે,
જુઓ જુઓ મિત્ર, મિઠું તમામ છે. ૫

અરે ઘણા દેશ, ભૂમે વિષે પડ્યા,
ન કાઠિયાવાડ સમા કહીં જડ્યા,
એ પ્યારી મે ભૂમિ-વિયોગના વિના,
જુઓ જુઓ મિત્ર, મિઠું તમામ છે. ૬

**કડી** ૩ સ્વપક્ષિ=પોતાના પક્ષવાલા અર્થાત સ્નેહીઓ. ધામ=ઘર. કડી ૪ આંગણમાં=આંગણામાં, "ગગી-ગગા"=દીકરી ને દીકરા-રમે છે.
જામ=પહોર. **કડી** ૫ ભજનો=માર્ગી સાધુના ભજન. સ્વજન એક બીજાને મળે ત્યારે તેઓમાં "રામ રામ"

એમ બોલવાનો ચાલ છે. ફરી ૬ મારી એ પ્યારી જન્મ ભૂમિનું તમામ મિઠું છે—ફક્ત એક તેના વિયોગ સિવાય.

---

## વસુવિના નર પશુ.

### આશાગોડી-તાલ દીપચંદી.

વસુવિના નર પશુ. ભાઇ હો! વસુવિના નર પશુ.
ટેક.
પાંચ પુરૂષમાં ભલે પુછાતો. હવે ન સમજે કશું.
ભાઇ હો! વસુવિના. ૧.
પર્ણ થયાં અતિ ગંભીર વચનાં. પણ કુંડા તે તસુ.
ભાઇ હો! વસુવિના. ૨
ભણતર ડાહપણ વાતો બહુ બહુ. કાનથી કાઢી હસું.
ભાઇ હો! વસુવિના. ૩
બાંધે મરડે ને મોઢું મરડે, જો કહીં જહાને વસુ.
ભાઇ હો! વસુવિના. ૪
અન્યનું સીધું કરવા જાતાં. ઉલટાં આપણ ફસું.
ભાઇ હો! વસુવિના ૫.
મિત્ર વસુના, પુત્ર વસુના. શ્વાન બી તેના બસું.
ભાઇ હો! વસુવિના. ૬.
નામા તે પણ એણે ભમાણી, હાય! રહ્યો કર ઘસું.
ભાઇ હો! વસુવિના. ૭

કડી ૨ ભલે તે મોટી ઉમરનો ગંભીર માણસ હોય પણ વસુવિના તે એક તસુ જેટલોજ ન્હાનો સમજવો.

કડી ૬ શ્વાન એટલે કૂતરાં પણ પૈસાનુંજ ભસનારાં છે. મતલબ ખુશામતિયા પણ પૈસાનુંજ સારૂં બોલે.

કડી ૭ ભામા=સ્ત્રી. ભમાણી=લોભાઇ ગઈ.

---

## પૈસા વિના પાછા પડ્યા.

### વસંત તિલકા.

બુદ્ધિ વિવેક, ગુણ વાણી થકી ઉજળા,
વિદ્યા, સુશીલ, દિલ કાંતિ થકી રૂપાળા,
જેની સલાહ જન પાંચ મહીં પૂછાત,
પૈસા વિના પણ પડ્યા નર તે પછાત. ૧.
દેશે વિદેશ વિચારી, બહુ વાત શીખ્યા,
રૂડા ભુંડા અનુભવો અતિ જેહ દીખ્યા,
જેની સુકીર્તિ જગમાંહિ સદા ગવાત,
પૈસા વિના પણ પડ્યા નર તે પછાત. ૨.
જેણે કર્યા જન પરે, ઉપકાર મોટા,
ભેદો ગણ્યા ન કદિ, મ્હાન તથૈવ છોટા,
જેનું સુજીવન સદા, હરિ ભક્તિ રાત,
પૈસા વિના પણ પડ્યા નર તે પછાત. ૩.

કડી ૨ દીખ્યા=જોયા. કડી ૩ લીટી ૨ મ્હાન તેમજ છોટામાં જેણે કદી ભેદ ગણ્યો નહોતો. લીટી ૩. રાત=મચેલું. સુજીવન=રૂડું જીવતર.

# ધીરજ.

## ફકત ગરીબોને માટે.

### રાગ સોરઠ તાલ કેરબા.

(વિમળા નવ કરશો ઉચાટ કે વહેલા આવશું રે.)

એ રાહ.

ધન્ય ભાગ્ય તમારાં ભાઇ, બચ્યા દોલતથી રે,
બચ્યા દોલત્તથી રે, બડી આપત્તથી રે.

ધન્ય ભાગ્ય તમારાં ભાઇ૦—ટેક

લેતાં લત્ત છાતીમાં લાગે, કરિ ભાંગે નાસે તે જ્યારે.
દોલત્તના વેહેવારે, વરતે મન્તથી રે.

ધન્ય ભાગ્ય. ૧.

આવંતાં તે આંખો ફાટે, અંધ બનાવે પળતાં વાટે,
રંડા એમ રંજાડે, ન ગુણી ગન્તથી રે.

ધન્ય ભાગ્ય. ૨.

દોલતના ઘા જેને વાગ્યા. ઢાંગા તેના તુર્તજ ભાગ્યા,
પત્તા કંઇ નવ લાગ્યા, એની લત્તથી રે.

ધન્ય ભાગ્ય. ૩.

રાવણ કૈરવ કંઇ કંઇ રોયા, દો—લત્ત લાગી ચક્ષુ ખોયાં,
ભાગ્ય તમારાં ભૈયા, દુર એ લત્તથી રે.

ધન્ય ભાગ્ય. ૪.

પરમેશ્વર થઇ બુદ્ધ ગવાયા જગ સુખ આપી પોતે પાયાં,
મારી જેણ **દોલત ને દો લત્તથી** રે.

ધન્ય ભાગ્ય. ૫.

કડી ૧ દોલત પૈસા. દો-લત્ત=બે લાત. તે કેવી રીતે? મેળવવા જતાં છાતીમાં લાત મારે, ધક્કાવે, ખુશામત કરાવે વગેરે અને જ્યારે આપણને છોડીને રસ્તે પડે તે વખતે પાછળથી કેડમાં લાત મારતી જાય! એમ લોકો સાથે દો-લત્તના-બે લાતના વહેવારથી મત્તથી મસ્તી બનીને વરતે છે. **કડી ૨ જી** દોલત આવે (એટલે એક લાત વાગે) ત્યારે આંખો ફાટી જાય (અભીમાનથી) અને વાટે પળતાં—ચાલી જાય (એટલે બીજી લાત વાગે) તે વેળાએ આંધળા બનાવી દે (રડાવી રડાવીને) નગુણી = ગુણહીણી. ગત્તથી = પ્રપંચથી. **કડી ૫.** ભગવાન બુદ્ધ તે ઇશ્વર તરીકે પૂજાયા તેનું કારણ શું? કારણ એ કે તેમણે દોલતને બે લાત મારીને કાઢી મુકી. પાયાં= મેળવ્યાં.

---

## "આથી વધુ શું કરીયે"

### આશાગોડી તાલ દીપચંદી.

આથી વધુ શું કરિયે, પ્રભુજી અમે આથી વધુ શું
કરીયે ટેક૦.
દેહ સાચવવા ઓસડ કરિયે, વૈદ પુછી પગ ભરિયે.
પ્રભુજી અમે૦ ૧.
શાંતિ સ્વદેશે જો ન મળે તો, વેગે વિદેશ વિચારિયે.
પ્રભુજી અમે૦ ૨.

એકે ઉદ્યમથી કાજ ન સરતાં, બાથ વધુ વધુ ભરિયે.
પ્રભુજી અમે૦ ૩.
શાણા સ્નેહીની શુણી સલાહો, શાસ્ત્રીની વાટે વિચારિયે,
પ્રભુજી અમે૦ ૪.
જેમ જેમ ઠોકર ખાતાં જઇએ, હોંસે તેમ સુધરિયે.
પ્રભુજી અમે૦ ૫.
જરા જરામાં તુંને સમરિયે, ઘડિયે નહિ વિસરિયે.
પ્રભુજી અમે૦ ૬.
એપણ કરતાં ક્યાંઇ ન ફાવ્યા, કહે હવે શું કરગરિયે?
પ્રભુજી અમે૦ ૭.
કડી ૪ વિચરિયે = ચાલીએ.

---

## સંતોષ.

### રાગ સોરઠ તાલ કેરબા.

(વિમળા નવ કરશો ઉચાટ કે) એ રાહ.

રહેજો રહેજો સૌ શાણા સંતોષ સુગંધથી રે,
આશા–મુખ–બંધથી રે, રહેજો રહેજો૦—ટેક.
સંતોષેથી સુખિયા થાશો, સંતોષે સંકોચ સમાશો,
જગમાં જીતી જાશો, ઉર આનંદથી રે–રેહજો૦ ૧.
પરસેવાથી પરસેવા બહુ, ઉતરીને ઝબકોળે જન સહુ,
ડૂબ્યો તે નહિ ઉગરતો એ ફંદથી રે–રહેજો૦ ૨.
લાલચથી દુનિયામાં લાખો, લટકી રહેતા અદ્ધર દાખો,
ખત્તા ખાતા ચાલ્યા, સહુએ છંદથી રે. રહેજો. ૩,

પરકી આશ સદાય નિરાશા, પરધનથી છે સુખના સાંસાં,
આપ મુવા વિણ કોણ છુટે ભવ બંધથી રે ? રહેજો. ૪
અન્યતણી મેડી દેખીને, ઝખઝાને નિજ ઝુંપડલીને,
બાળે કોણ બીજો એ મૂરખ નંદથી રે ? રહેજો. ૫.
ફરી ફરી મેં જોયું જ તપાસી, નથી કોઇને સુખ અવિનાશી,
વિરલો સંતોષી વિચરે સુખ વૃંદથી રે. રહેજો. ૬.
પ્રભુ આપે તે સુખથી ખાજો, મૃગજળને નવ પીવા જાજો,
જો ઉત્તર ઇચ્છો જાવા આનંદથી રે. રહેજો. ૭.

કડી ૧ આશ-મુખ-બંધવી રે=આશાનું મોહું બંધ-કરીને. સંકોચ સમાશો=તંગ હાલતમાં તમે તમારો સમાવેશ કરી શકશો. કડી ૨ પરસેવાથી=પારકાની સેવા કરવાથી. પરસેવા બહુ=ઘણો પરસેવો ઉતરે છે.
કડી ૪ કોણ છુટે ભવબંધથી=કોણ સ્વર્ગે જઇ શકે ?
કડી ૬ અવિનાશી=કાયમ. સુખવૃંદથી=જથાબંધ સુખ સહિત.

---

# પ્રેમ.

## છપય.

પ્રેમ ન પૂછે જાત, ભાત નવ પ્રેમ પ્રમાણે,
પ્રેમ ન પૂછે રંગ અંગ બળ પ્રેમ નજાણે ;
પ્રેમ ન પૂછે પોત માન કે સ્થાન ન પુછે,
વિદ્યા, યશ યા લાજ, ધંન પ્રેમી મન શું છે ?

કો છુપું કારણ પ્રેમનું, નરમણિ તે ન શકું કહી,
પ્રીતિ પાત્ર દીપક પડી, પાત પતંગ પ્રિછે નહિ. ૧.

**લીટી ૨** પોતાની પ્રીતિનું પાત્ર જે દીવો તેની અંદર પડવાથી પાત એટલે મોત થનારૂં છે તેનો પણ પતંગીયાને હીસાબ નથી ! પ્રીછે=લેખે-ગણે.

---

## પતિસેવા.

### રાગ દેશ.

પતિ સેવા શી સુખકારી—
નારીનું પ્રિય કરનારી. પતિસેવા૦—ટેક.
પતિ સેવાથી પ્રિયતમ રાચે, ભાગ્યોદય રે હરખી,
પતિ સેવાથી સર્વ વખાણે, સહિયો સરખે સરખી.
શી સુખકારી. ૧.
પતિ સેવાથી સદ્ય પમાયે, તન ધનની સંપત્તિ,
પતિ સેવાથી જગમાં જામે, કિરતી વધતા વધતી
શી સુખકારી. ૨.
પતિ સેવાથી સર્વ મનોરથ સતિ પતિ પૂરે પ્રીતે,
પતિ સેવા પરભાવ થકી કહો, ચાંધે કુણ આંગળી તે ?
શીસુખકારી. ૩.
પતિ પદ સેવ્યા પ્રેમે તેથી, લક્ષ્મીને જગ પૂજે,
પતિ પદ માટે પ્રાણ તજી, ઉમયા જગદંબા બુજે.
શી સુખકારી ૪.

પતિ પ્રભુ ધારિણીને ધરણી પર, શણી ઇંદ્રાસન ડોલે.
પતિ સેવા પુન્ય મેરૂતણા કો, કહે નરમણિકર તોલે?
શી સુખકારી. ૫.

કડી ૧ ભાગ્યોદય હરખી રહે=પૂર્ણ તેજથી પ્રકાશી રહે. કડી ૨ જી સદ્ય=તરત. કડી ૩ જી સતિપતિ=શિવજી. પરભાવ = પ્રભાવ, શકિત. કડી ૪ થી પતિપદ સેવ્યા = નારાયણના ચરણ કમલ સેવ્યા છે તેથીજ લક્ષ્મીજી જગતમાં સર્વ સ્થળે પૂજાય છે. ઉમયા = પાર્વતીજી એમણે પોતાના પિતા દક્ષના યજ્ઞમાં પોતાના પતિનું પદ—દરજ્જો સાચવવા સારૂ પ્રાણ છોડયા હતા માટેજ આજે તેઓને સૌ કોઇ જગદમ્બા એટલે જગતની માતા તરીકે પૂજે છે—ઓળખે છે. કડી ૫. પતિ પ્રભુ ધારિણી = પતિને પ્રભુ તરીકે સમજનારીને ધરણીપર = પૃથ્વી ઉપર જોઇને. પતિ સેવા રૂપ પુન્યના મેરૂ એટલે પર્વતનો તોલ કોણ કરી શકે એમ છે ?

**કોલેજના બોર્ડીંગમાં રહીને અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ—અઠવાડીયામાં એકવાર-શનિવારે સાંજે ઘેર જાયછે તે વેળા વાટ જોઇને બેઠલી તેમની પ્રિયાઓ શું કહે છે:—**

## વસંતતિલકા.

ભ્રાતા શનિશ્વર તુંપે અમ પ્રાણ વારૂં,
બેઠાડી કાંત પુરતો સુખ તું અમારૂં.

સાતે હજો દિવસ રાજ્ય તવ પ્રતાપી !
દેખાડજો ન મુખ સોમ કુરૂં કદાપિ. ૧.

ભાના શનિશ્ચર = હે ભાઇ શનિવાર ! તુંપે = તારા ઉપર અમ પ્રણાવારૂં = અમારા પ્રાણ કુરબાન કરીએ છીએ. કારણ કે કાંત ભોટાડિને = પ્યારાનો મેળાપ કરાવીને તું અમારૂં સુખ પૂર્ણ કરે છે હે પ્રતાપી ! સાતે દિવસ તારૂં રાજ્ય થજો. મતલબ અઠવાડીઆમાં સાતે સાત શનિવાર આવજો, અને સોમવાર કોઇ દિવસ પોતાનું કાળું મોઢું દેખાડજો માં.

---

## પ્રિયાનો વિયોગી વરસાદની પેઠે તેની વાટ જુએ છેઃ—

### વસંતતિલકા.

ચિંતાથી મ્લાન ચિતમાં, નવ જીવ મૂકે,
આનંદ સાગર અતિ ઉરમાં ધડૂકે,
એ પ્રેમી દ્દષ્ટિથી પ્રિયા, અમિની સુવૃષ્ટિ,
ક્યારે કરી. કરાશ ચાતકને સભાગી ?

**લીટી ૩-૪** હે પ્રિયા, તારી અમિની દ્દષ્ટિથી સુવૃષ્ટિ કરી આ ચાતકને ક્યારે સભાગી—ભાગ્યશાળી બનાવીશ ? દ્દષ્ટિ કેવી છે તેનું વર્ણન = **લીટી ૧-૨** ચિંતાથી મ્લાન એટલે કરમાઇ ગયેલા ચિત્તમાં નવો જીવ મૂકે છે અને

વળી ઉરમાં એટલે હૃદયમાં એ દૃષ્ટિથી આનંદનો દરિયો ધહુકે છે-ગર્જના કરવા માંડે છે.

---

## કુંવારા યુવાનને ઇર્ષ્યા થઇ.

### મંદાક્રાંતા.

ગંગા તીરે પ્રિય-પ્રિયતમા, કોટમાં હાથ મેલી,
ગ્રીષ્મે, સાંજે, નિરખતમહી, મીનગોષ્ટિ મચેલી;
મંદાક્રાંતા સ્તન ડિટડિતે, મધ્ય મેડાતી જોતું—
ઇર્ષ્યા ઘેલું હૃદય બળી જતું, ન્હોય મેંથી ખમાતું ૧.

ગ્રીષ્મે = ઉનાળામાં સાંજે ગંગાના તીરે પ્રિય-પ્રિયતમાં એટલે આશક માશુક કોટમાં હાથ મેલાને નદીની અંદર મીનગોષ્ટિ = માછલા માછલીની જે ગોઠડી મચેલી છે તે નિરખત એટલે નિરખી રહ્યાં છે-જોઇ રહ્યાં છે. આ વખતે આશકનો હાથ માશુકની ગરદન ઉપર થઇ બીજી બાજુએ માશુકના સ્તનની ડિટડી ઉપર પડેલો છે. ને તે હાથનાં બે આંગળાં વચ્ચે મંદાક્રાંતા એટલે આસ્તે આસ્તે ડિટડીને પંપાળવામાં આવે છે અને મધ્ય એટલે વચ્ચે વચ્ચે જ્યારે માછલાની ગોઠડી જોવામાં રસ પડે છે ત્યારે આવેશમાં આવી જઇ આશક સ્તનની ડિટડીને જોસથી મરડી નાખે છે. આ પ્રમાણે મેડાતી જો તું એટલે મરડાતી ડિટડીને જોનારૂં જે મારૂં હૃદય તે ઇર્ષ્યાથી ઘેલું

બની જાય છે અને મારાથી ખમાતું નથી! મેથી = મારાથી.

---

# કામના બાણથી રિબાતો એક યુવાન ઉંઘમાંથી ઝબકી ઉઠીને પોતાના મિત્રને કહે શું છે?

## શિખરિણી.

સદાની ચિંતાથી, દુરબળ સુતો પંજર સમો,
મને કોણે ચેલો જડિબુટિ સુંઘાડી હર! કર્યો?
હતી હા, હા, એકો, મૃગ નયનથી ફેંકતી શરો,
કરી ઘા છાતીમાં, ગઇ ગઇ મને મેલી ઝુરતો. ૧.
કર્યો આવી એણે, મમ પરસ કો જાદુ ભરિયો,
પડ્યો ભેટી મોહ્યો, ભ્રમર તવ રે ચાપ કશિયો;
અને ભોકયાં બાઇ, શર વિષમ આલિંગન અથે,
નિરાશાનાં મેલી, ગઇ મંહિ મિઠાં કેમ રૂઝશે? ૨.

**લીટી ૧** પંજર સમો = પાંજરા જેવો. **લીટી ૨** હર = હર હર! શિવ શિવ! **લીટી ૩** હતી હા હા એકો! = હા હા! એ કોઇ એક તરૂણી હતી! અને મૃગનયન = હરણી સરખાં નેત્રોમાંથી શરો એટલે બાણો ફેંકતી **લીટી ૪.** ને છાતીમાં ઘા કરી મને સ્વપ્નામાં ઝુરતો મેલીને ચાલી ગઈ! **લીટી ૫ એણે આવીને મમ પરસ** = **એટલે**

મારો સ્પર્શ કર્યો સ્પર્શ કેવો હતો? કો જાદુ ભરિયો= કાંઇક-વિલક્ષણ-જાદુથી ભરેલો આવા જાદુઇ સ્પર્શથીહું મોહ્યો એટલે મોહ પામીને તેને વળગી પડ્યો પડ્યો તવ એટલે તે વખતે તક જોઇને તેણે આંખની ભ્રમર રૂપી ચાપ એટલે ધનુષ્ય ખેચ્યું અને આલિંગન અર્થે એટલે આલિંગનની શરૂઆતમાંજ વિષમ એટલે કરડાં તીર મોકલ્યાં! હે ભાઈ પછી તેના ઉપર નિરાશા રૂપી મીઠાં ભભરાવીને ચાલી ગઇ! હવે મારો ઘા કેમ રુઝાશે?

---

## અબલા પ્રબલા બલા.

### વસંતતિલકા.

ને ડાક, મંતર, ભુવા, ત્રિભુને ન ગાંઠે,
પિત્રીનું તર્પણ નહીં, નહિ ચંડી પાઠે,
કાઢી મુકો બહુ દુરે, બહુ તેમ પીડે
જેને બલા પ્રબળ એ, અબલા ડસી છે! ૧.

**લીટી ૪** જેને અબળા એટલે નારી રૂપી પ્રબળ એટલે મોટી બલા વળગી છે. તે બલા કોઈ ચીજને પત કરશે નહિ. **લીટી ૩** બલાને સીસામાં ઉતારી અ- થવા એવી બીજી રીતે વગડામાં છેટે મુકી આવવાનો ધારો છે પરંતુ આ બલાતો એવી છે કે જેમ તમે તેને છેટે મોકલી આપો તેમ તે બિચારા માણસને વધુ વધુ પીડે છે—રીબાવે છે!

# સ્ત્રીઓથી જગત કંટાળ્યું.

સ્ત્રીઓથી કંટાળ્યું રે, જગ સ્ત્રીઓથી કંટાળ્યું.
ઘેર ઘેર એ ભાળ્યું મેં તો ઘેર ઘેર એ ભાળ્યું—
રે જગ સ્ત્રીઓથી કંટાળ્યું—ટેક.

હસ્તા રાજા રાણી લાવી, હાથે થાતા સસ્તા,
એક મુઠાને બીજી કરતાં, સમુળગા જઈ ફસ્તા.
રે જગ૦ ૧.

શાણાઓ જે ડગલે ડગલે, જગમાં જોતા ચાલ્યા,
સ્ત્રીઓ પાસે નૂર ગમાવી, ગયા ગણાઈ નમાલા.
રે જગ૦ ૨.

વિદ્વાનો રીઝવવા મોટી મોટી વાત શણાવે,
"મળ્યા વેદિયા ક્યાંથી?" કહિને શ્યામા શીશ ધુણાવે.
રે જગ૦ ૩.

કવિયો તો રસમાં ડૂબીને લહેરે આંખો મીચે,
મોં મલકાવી નારી એને દેખું સૂતા વેચે.
રે જગ૦ ૪

ભોગી કૈક થયાથી ભોળા, જોગી થૈને ચાલ્યા.
રોગી કૈક રિબાતા તેના કામનીએ કર ઝાલ્યા.
રે જગ૦ ૫

કો ન્યાતોમાં વહુઓ આવ્યા પહેલાં વરને ચાવે,
અમને તો એ કભારજાઓ, ફાવે તેમ નચાવે.
રે જગ૦ ૬

પારસીઓમાં પાર વનાની, ઘરપર ઝુટા ઝુટ.
સાહેબેને કંટાળીને, આપી દીધી છુટ.

રે જગ૦ ૭

જેના પુરૂપ જંપી નહિ બેઠા, જ્યાં ગઇ શ્યામા તુંય,
નરમણિ સૌ શોચી સુકાયા, "થાસે મારૂં શુંય?"

રે જગ૦ ૮

કડી ૧ એક મૂળને બીજી ને બીજીપર ત્રીજી કરનારા રાજાઓ કેવા ફસી પડે છે—જીવ ખુએ છે તેનું વર્ણન.

કડી ૫ ભોગી = ભરથરી રાજા જેવા ભોગ ભોગવનાર. રોગી = ઘણાએક એવા દાખલા બને છે કે સ્ત્રીઓ કામ-વિકારમાં. આવી જઇ માંદા યા રોગી પુરૂપનો હાથ પકડે છે! કડી ૬ ચાવે = વરને પાયમાલ કરે (પૈસાની બાબતમાં. શોચી = વિચારી વિચારીને.

---

## પાંચ પાંચ વરસ સુધી તણાવી અંતે છપનો દુકાળ પાડનારા વરસાદ પ્રત્યે :—

### વસંતતિલકા.

ઢોરો દુખી જન દુખી, દુખ પંખિયોને,
વર્સાદ સાદ કરતા, ફરતા ફરે એ ;
મેરૂ પિઠે ગરજતો, ઘન, ઘોર ઘોષે,
ધિક્કાર યાર કરતો, શું મજાક હોશે? ૧
જે ચિતમાં કડણુ થૈ કશુએ ન જોતા,
રીબાય રંક નિરખી, રડતા ન રે'તા ;

તે જન્મ કાજ પરને, નહિ મુંદ સારે,
શું વાંક એ કરમનો, ગણવો અમારે ? ૨
જે લોક ને ખરચતા, નહિ ખાય પોતે,
સંચેલનો તરત નાશ, થતો જુએ તે ;

વારિનિધિં મરુનથી, પડીને નકામો,
વારિદ નામ લજવી, વિખરાઇ જતો. ૩
મારો પુકાર કરિને ગળું સૂજવે છે,
પ્રાણી નિશસ ભરિને, સર સૂકવે છે ;

શું બાઇ ! આજ તુજને, નથી કોઇ કેવા,
બેઠો શું રાજ તુજ કાં, અમિપાન પીવા ? ૪
બાઇ બની જગનો ભરતાર તો તું,
શું માન્ય માન નિનવી, વિનવી નમું છું ;
સૂજયું તને અમ મુઆ,—પછી આવવું શું ?
કે અંતકાળ ધસિને, કરવો પ્રસે શું ? ૫

જાણ્યું અમે પ્રથમથી તન પેટ મોટું,
ડાચું મહાન નિવડયું, નહિ લેશ ખોટું ;
રે કલિષ્ટ ! પાંચ વરસે જગને રડાવી,
ચાલી ગયો જન, પશુ, ખડ, ઝાડ ચાવી ! ૬

તું એકલોજ જગનો, મજબૂત ઓથ,
લજ્જા પુગે કદિ પિતાથી ઉગાર જૂથ :
બાકી મુએલ અમને, રહ્યું મારવું શું ?
રે રે ! ફરી ફરી વદું, વધુ એથી શું હું ? ૭

**કડી ૧લી** સાદ=બુમ, મેરૂ પિંઠ=પર્વતની પછવાડે છીપાઇને. ગરજતો=તું ફોકટ ગર્જના કરે છે. ઘન=હે વાદળા! **કડી ૨ જી** રીબાય રંક=રાંક રીબાય છે. તેને જોઇને કરૂણ હૈયાના માણસોથી રડયા વગર રહેવાતું નથી. કાજપરને એટલે પારકાને માટે તે જન્મ લીધો છે છતાં એક બુંદ—ટીપું તું સારતો નથી એટલે પાડતો નથી. એ કોનો વાંક? અમારા કરમનો. **કડી ૩ જી** સંચેલનો=એકઠી કરેલી પૂંજીનો. લોભીઆના સંચયની પેઠે તારો વારિનિધિ એટલે પાણીનો જથો અર્થાત વાદળાંનો જથો નકામો પડીને મરૂતથી એટલે પવનના સપાટાથી વિખરાઇ જશે. અને વધારામાં તારૂં નામ જે વારિદ એટલે પાણીને દેવાવાળો તે નામને લાજ લગાડશે. **કડી ૪** મોરો=વરસાદ ગાજે તેવારે બુમો પાડનારા મોર. સર=તળાવો. તે જનાવરોના નિસાસા વડે સૂકાઇ જાય છે. રાજ તુજ=તારો રાજા જે ઇંદ્ર તે. શું જનાનામાં પેશીને અમિ એટલે અમરત અથવા સ્ત્રીઓના અધરામ્રતનું પાન કરવા બેઠો છે? **કડી ૫** માન=મોટાઇ. તારે મોટાઇ જો એ છીએ, કે અમારા મુઆ પછી તારે વરસવું છે કે હાલ તારૂં જળ એકઠું કરી રાખીને અંત સમયે એક સામટા ધસીને પ્રલય કરી દેવો છે? **કડી ૬** તવ પેટ મોટું=તારૂં દીલ મોટું છે. એમ અમે પ્રથમ જાણતા હતા પણ આતો તારૂં પેટ મોટું થઇ પડયું! મતલબ તારે અમારી પાસેથી ઉલટું

કાંઇ એમજ એ છીએ. રે કિલષ્ટ—અરે કઠોર. કડી ૭ જગતનો મોટો ઓથ એટલે આધાર તુંજ એકલો છો. માટે જો તને લાજ પુગતી હોયતો જૂથ એટલે આ ટોળાને ઉગાર. વદું = કહું. વધુ = વધારે.

---

## વરસાદની તાણને લીધે જતાં રહેલાં સરસ્વતી નદીને પાછાં પધારવાની સિદ્ધપુરના રહેવાસીઓની પ્રાર્થના :—

### વસંત તિલકા.

આ કાળ બાળ ત્રડે, તમ જેમ માનો,
થાશે મિલાપ કહિ માત કુમારી શ્રી નો ;
સોતકંઠ કંઠ સ્તવનારની અર્જ ધારો,
માતા મહેરથી હવે. પુરમાં પધારો. ૧
માતા ન આજ લગી કે વરસાદ થાતો,
વાજ્યાં વિવિધ સ્થળમાં, અધવચ્ચથી તો,
પાન્યો તણો અતિ ઘણો, પટમાં વધારો.
બીજું હું માત કઇ પેર પુરે પધારો ! ૨
ને પાંચ વર્ષથી થતાં ઠીક અન્ન પાણી,
વાયુ પલેગ થકી માંડી યમે ઉજાણી ;
તોયે ન આપ કદિયે, અમને વિસર્યાં,
શાને રહી રહી હવે, દૂરથી પધાર્યાં ! ૩

આજે ન તાત તણું લક્ષ શિરે અમારે,
આવે કહો નિરબળે ઉર નૂર કયારે ?
આપો ન આપ યદિ સાંય ન કોઇ આરો ;
માતા મહેરથી હવે, પુરમાં પધારો. ૪
આવાનો ઉંઘ મંહિ કો સપનું બતાવ્યું,
"આવીશ ને" વચન એવું કહે જતાવ્યું,
એ માત વાત શુણીને પડી જાય છાતી,
મૂંઝાય જીવ ખુચતી, ઘટ માંહ્ય કાતી ! ૫
કોઇ કહે નહિ હવે, કદિયે પધારે,
કૂડો કળી કરી રહ્યો, ક્રૂર કર્મ જ્યારે ;
આવી ન આપ કળિ પાપથી જો નિવારો,
રે આપનાંજ મરશે, સહુ બાળકો તો. ૬
છોરૂ કુપાત્ર નિવડે, તદપિ સ્વપિત્રો,
સંકોચશે શું ઉપકારિ રૂડાં ચરિત્રો ?
હું તો ન માનું કદિ વેણ નકારૂં એવું,
કૂપાત્ર ઘેર દુર છે, રવિને શું રેવું ? ૭
છેતો અનેક દલિલો, ઘટતી ન દેવી,
ત્રિલોક આપ ઉપકાર પ્રસિધ્ધ દેવી !
શાને ટગાવિ તવ બાળથી માન માગો ?
જાગોની જગત જનની ! અમ ભીડ ભાગો. ૮

**કડી ૧ લી** સરસ્વતી નદી સમુદ્રને મળતાં નથી માટે કુમારીશ્રી કહેવાય છે. સોત્કંઠ = ઉત્કંઠા—આતુરતા સહિત

કંઇ = કાંઇ. સ્તવનાર = પ્રાર્થના કરનાર. કડી ૨ જી વાળ્યાં = ખેતરોમાં પાણી લઇ જવા સારૂ ઠેકાણે ઠેકાણે નદીને વાળી લેવામાં આવી હતી. પટમાં = નદીના તળીઆમાં. પાન્યો તણો = ધા બાજરિયાંના સાંઠાનો. કડી ૩ જી વાયુ = કોલેરા. યમે = જમ રાજાએ. તેવા વખતમાં પાંચ પાંચ વરસ સુધી તમે અમને છોડીને ગયાં નહિ, અને હવે રહી રહીને કેમ જતાં રહો છો ?. કડી ૪ તાત = પ્રભુ. શિરે = ઉપર લક્ષ = ધ્યાન. કહો, નિરબળ ઉરમાં નૂર કેવી રીતે આવે ? સા'ય = મદદ. કડી ૫ કોઇ કહેતા હતા કે એક બાવાને સ્વપ્નું આવ્યું ને "હવે હું પાછી નહિ આવું" એમ કહ્યું. કડી ૬ કળી = કળીયુગ. જો તમે આવીને કળીમાં થનારા પાપોથી અમને નહિ છોડાવો તો. કડી ૭ સંકોચશે = પાછાં ખેંચી લેશે. વેણ નકારૂં = એવું ખોટું વચન. રવિ = સૂરજ. તે કુપાત્રને ઘેર શું અજવાળું નથી આપતો ?

**કડી ૮ લીટી ૧** દેવી = આપવી, **લીટી ૨ જી** દેવી = હે દેવી ! ટગાવી = લટકાવીને.

## ત્રોટક.

હંસવાહની ડાહિ દયાળુ મહા,
શુભ પુસ્તક ધારિણિ તારિણિ મા !
અમ અર્થજ ભૂતળ જો વસિયાં,

તરછોડી શું રંક હવે ખસિયાં ? ૧
શણગાર સુમાલ, વહાલ ધરો,
પટધારિ ઉજાળું,— ઉજળું કરો,
પુરસંનિધિમાં, સુખથી, વિચરો,
અમથી દુર માત, શું એમ કરો ? ૨
વિધિની સુત આબુ થકી, ઉતરો;
દિસતી કંઇ ખાંપણ દૂર કરો,
રમિને, રમિને સુ વજાડિ વિણા,
મહિ મેળવજો અમ ગાન ઝીણાં. ૩
તમવિણ લુખું લુખું સર્વ દિસે,
ચરણામ્રત ના, મીન આ મરશે,
મુર્ઝા માત જતાં કુણ સંધરશે ?
કયમ બાળકના દુખદિન જશે ? ૪
કરી મહેર પધારી સુ લ્હેર કરો,
ફરી દો ઉર આનંદનો ઉભરો,
ધરી પ્યારજ સાર લિયો મીનની,
દિન આદીન વાણી, મહા દીનની. ૫

**કડી ૧** હંસ વાહની = હે હંસના વાહનવાળી દેવી સરસ્વતી. તારિણિ = હે તારવાવાળી. અમ અર્થજ = અમારા માટેજ. **કડી ૨** શણગાર સુમાલ = હે સારી માળાનો શણગાર કરનારી ! પટધારિ ઉજાળું = હે સફેત વસ્ત્ર ધારણ કરનારી ! પુર સંનિધિમાં = શહેરની નજીકમાં. વિ-

ચરો = ચાલો. કડી ૩ વિધિની સુત = હે બ્રહ્માની પુત્રી ! આબુ થકી = આબુ પર્વતમાંથી. સરસ્વતીનું મૂળ અહિઆ છે. **કડી ૪** ચરણામૃત ના = ચરણામૃત નથી તેથી. દુખદિન = દુઃખના દિવસ. **કડી ૫** સાર લિયો = ખબર લિયો. દિન આ = આ દહાડે. દીનવાણી = નરમાશ ભરેલી વાણી.

---

## સરસ્વતી નદી શહેરની નજીકમાં આવ્યાં એવું સાંભળ્યાથી લોકોમાં ફેલાયલો હર્ષ અને પૂજન વિધિ.

### રાગ ઓખાહરણનો.

માતાજી વેહેલાં વેહેલાં પધારો, પૂરો મનના મનોરથ મ્હારો,
ઊની અંતરની આગ ઠારો, પુરે શાંતિ શાંતિ વિસતારો,
તમ વિના ન ઓથ અમારો, વહેલાં વહેલાંઓ માત પધારો ૧.
ધન્ય ધન્ય અંતે સાર લીધી, ગુણખાણ પ્રગટ ઝટ કીધી,
સુણી પ્રારથના અમ સીધી, હિંગલાજ સુધી મે'ર કીધી,
કરો પાવન ઘાટનો આરો, પુરે વહેલાં ઓ માત પધારો. ૨.
માતા મે'ની પેરે વાટ જોતાં, મૂકી નિસાસા ચાતક રોતાં,
જળું દેહે અમે જીવ સોતાં, ટેકાણું કે આરા કોઇનો'તા,
માંડ કીધો એ કાળ ગુજારો, વહેલાં વહેલાંઓ માત પધારો ૩.
આવ્યાં માત સુણીને વધાઇ, આવે બાળક સૌ ધાઇ ધાઇ,

અંગે આનંદ આનંદ વ્યાપે, હૈડે હરખ વાધ્યો કુણ માપે,
ફરી ફરી ઇસારે બતાવે, ઓ પેલાં–ઓ પેલાં માત આવે ! ૪.

કડી ૨ સાર લીધી = ખબર લીધી. હિંગલાજ એ સિધ-પુરના ઘાટથી અરધો માઇલ છે. ત્યાંસુધી તો જળ આવ્યું હવે ઘાટને પાવન કરો એમ પ્રાર્થના છે. ત્યાંના ઘાટને "ઘાટનો આરો" કહે છે. કડી ૩ જીવ સોતાં = જીવ સાથે.

## વેદરભી વનમાં વલવલે એ રાગ.

પધાર્યાં પધાર્યાં સરસ્વતી, કીધી લીલાલેહેર,
આનંદ ઓછવ અતિ ઘણો, આજે સરવેને ઘેર. પધાર્યાં૦ ૧.
તોરણ બાંધ્યાં બારણે, માંહે રાંધ્યા કંસાર,
પહેરી ઓઢીને લોકો ફરે, ગીતો ગાય છે નાર. પધાર્યાં૦ ૨.
પાવન થાવા પુરથકી, આવ્યાં નરનારી ધાઇ.
કોઈ પૂજે, કોઇસ્તવે, કોઇ નીરમાં ન્હાય. પધાર્યાં૦ ૩.
હર્ષ હૃદે અતિ ઊપજ્યો, નહિ વરણ્યો તે જાય,
માતાએ મે'ર કીધી હવે, શુણી પ્રારથનાય. પધાર્યાં૦ ૪.
માસ આષાઢની પૂર્ણીમા, રૂડો આદિતવાર,
આદિત ઊદે થતાં અમે, વંદુ વારમવાર. પધાર્યાં. ૫.

આદિત ઊદે થતાં = સૂરજ ઊગતી વેળાએ.

---

## વસંત તિલકા.

આવો અને અતિ ઘણા બળથી નસાડો,
આગો ઊંડી, અહિ અડયો મળજે અકારો,

કેવી રીતે વર્તિયાં, દિલતે વિચારો,
માતા સુધીર દઇ **પત્તનમાં** પધારો. ૧.
આવો ની! આંખ લુછી બાળકને રમાડો,
મીઠાં મોંઠાં વચનથી, મધુરૂં જમાડો,
પ્રીતે પવિત્ર કરીને નિત પાળજો-ઓ,
માતા કદી નહિ જશો, ફરી ત્યાગીને હો. ૨.

**કડી ૧** આહિઆ જે અકારો—અણગમતો મળ-કચરો નદીની વચ્ચે ભરાઇ ગયો છે—પાન્યોના સાંઠા વગેરે **પ્રથમ** ની કવિતામાં કહ્યા પ્રમાણે ઊગી નીકળ્યા છે તેને નસાડો—પાણીના જોસથી ઊખેડી નાંખો પત્તનમાં પધારો=પાટણ તરફ જાઓ. સિધપુર મૂકાને આગળ જતાં નદી પાટણ તરફ વહેછે તેનું વર્ણન.

---

# ઊનાળામાં સુખ દેનાર જવાસા પ્રત્યે.

## સવૈયા બત્રીસા.

નિર્જન રણમાં વાસ કરી,
કીધ કંટક અગન અતીશ-વિનાશા,
ભીડ પડે સૌ ભાગી વનસ્પતિ,
ખીલી રહ્યો તું ખલક સુખવાસા,
સખ્ત સેવથી દુઃખ થશે,
નહિ લેશ ખ્યાલ તવ ચાતુર માસા,

ભિખણ કાળ જનખાસ ખવાસ,

અજો જુગવાસ સુ ધન્ય જવાસા ! ૧.

જવાસો એક ભર ઊનાળામાં વગડામાં–ઘણે ભાગે રેતાળ જમીનમાં–ઊગી નીકળનારો કાંટાવાળો છોડ છે. તેની ટટ્ટીઓ બનાવી ઊનાળામાં લોકો વાપરે છે. પરંતુ જ્યારે ભર ચોમાસામાં વિવિધ પ્રકારની વનસ્પતિ પૂર શોભામાં ખીલી નીકળે છે ત્યારે જવાસો સૂકાઈ જાય છે. આવા ગુણને લીધે ઘણા કવિઓએ તેને અદેખો ગણીને નિંદા કરી છે. પરંતુ આ જગાએ મેં તેની પ્રસંશા કરવાની તક લીધી છે. **લીટી ૧** નિરજન = ઉજડ. વગડામાં તું રહે છે અને અતિશ એટલે જબરી અગ્નિનો એટલે ઘરમાં પેસતીલૂનો વિનાશ કરવા સારૂં તેં કાંટા રાખેલા છે. **લીટી ૨** ભીડ પડે = જ્યારે ઊનાળામાં ત્રાસ પડ્યો. તેવારે ખુશામતિઆ દોસ્તારોની પેઠે સર્વે વનસ્પતિઓ નાશી ગઈ. અને હે ખલકના સુખવાસા–એટલે સુખના ઠેકાણારૂપ જવાસા, તું તો ખિલી રહ્યો છો. **લીટી ૩** ભર ઊનાળામાં ખરે બપોરે લોકોની બારી બારણાની આડો બેશીને તું તેમની એવી તો સખત સેવા કરે છે કે ઘણી મહેનતને લીધે ચોમાસામાં તું દુખી થાઇશ–મરવા પડીશ તેનો પણ તું જરાએ ખ્યાલ–હિસાબ રાખતો નથી. **લીટી ૪** હે ખાસ ખવાસ એટલે ખિજમતગાર ! હે સુધન્ય જવાસા, તું જુગ જુગ જીવજે !

# ઊનાળાના છેલ્લા દિવસોમાં બપોરને સમયે પડેલું એક વરસાદનું ઝાપટું.

## રોલાવૃત્ત.

વા'વા ! આશી લે'ર, વખાણું તારી વર્ષા,
થયા આજ સૌ શાંત બળ્યા, જળિયા જે તરસ્યા ;
બળતા તાપે બ'ર જવાય ન દિવસ આખો,
અંતરમાં ઉકળાટ, અગન ઝરતી એ આંખો. ૧.
સૂઝ પડે નહિ કાંઇ, કામની નહિ કંઇ હોંશો,
ઘરમાંહે દિનરાત, ઘરેડી પડતા જોશો,
ફાટે મારૂં શીર, ચીર તપી દિલને બાળે,
"હરિ ! જશે કયમ કાળ !" વદયો હું એવે ચાળે. ૨.
કરીઅમપર દિલદાર, કૃપા બહુ આજ બપોરે,
પડ્યું ઝાપટું સે'જ, આવી ધમમસતું જોરે ;
નેવે ચાલી નીક, નીર શેરીમાં વે'તાં,
દોડા દોડી કરી, બાળકો કૂદી રે'તાં. ૩.
હસી રહ્યા સૌ લોક, શોક પશુ પક્ષી છોડે,
ધસતા ચાલે બેલ, ખખડ-ખડ કરતા ગાડે ;
લેતા લોક શુકંન, ખેડુતો તાળી દેતા,
ન્હાવાના શોખીન, નદીની વાટે જોતા. ૪.
જરા થયો વરસાદ, તેથી પણ લીલા આવી,
જળના ગુણની વાત, ખુટે નહિ કવિયે ફૂલાવી,

હાશ ? હાશ ! જન વદી, આશ શુભ ફળની રાખે,
હોંસે ગાતો ગીત નરમણિ આંખે ચાખે ! ૫.

કડી ૨ ઘરેડી=લોથ પોથ થઇને. ચીર=કપડું. હે હરિ ! આ કાળ કેવી રીતે જશે એમજ હું તો બકવાદ કરતો હતો.

---

## રૂદ્ર માળ.

### રોલા વૃત્ત.

રૂદ્ર માળના ચૌદ ઉભેલા સ્થંભો આંહી,
ગુર્જર શિલ્પીકળા, સૂક્ષ્મ કોતરણી માંહિ,
લાંબી પ્હોળી ખૂબ, શિલા મંહિ આખી આખી,
કો હેરત નહિ થતો, તમોપર દ્રષ્ટિ નાંખી ? ૧.

સોલંકી મૂળરાજ શરૂ કીધેલું માને,
સિધ્ધે કીધ પ્રસિદ્ધ, બારસોએમાં આને;
સો ને ત્રેસઠ વર્ષ શોભિ સરસતી કિનારે,
કીધું હાલ હવાલ, ખૂની અલ્લાદિન ખારે. ૨.

માળ ઉંચા અગિયાર, કાળ પર ટક્કર લેતા,
ઉપર કળશ હજાર, હશે ઝગમગી રહેતા;
કહે હતા કો સ્તંભ, સોળસો આવા મોટા,
હતા કઇક હજાર, જાળિ બારીના જોટા. ૩.

ભણતા હોશે વિપ્ર વેદ જ્યાં પ્હોરે આઠે,
વિધવિધ ગણતાં વાદ્ય, ઘટિકાઓ જ્યાં સાઠે;

મા પૂજા, અભિષેક રૂદ્રનાં સ્તવન ગુણાતાં,
એ મહિમાનાં નથી હવે, સ્વપ્નાં પણ થાતાં. ૪.
હશે અમારાં રાજ્ય, અમારા વૈભવ કેવા !
કેવા હુન્નર હાથ, હશે સાહિત્યો કેવા ?
પડું પડું કરતાંજ વર્ષ છસ્સો જે કાઢયાં,
નવું બાંધવા હશે, બુદ્ધિશાળી કેવા ત્યાં ? ૫.
રડયા ખડયા આ સ્તંભ, ઉપર વિદેશી વારે,
ગૂજરાતનો સૂત, ઉભો રહી આંસૂ સારે,
ગયું, હતું તે ગયું, હવે શે આવે આવું ?
રહ્યું અમારે કર્મ વિચારી ઢીલા થાવું ? ૬.

કડી ૨ જી સિધ્ધે કીધ પ્રસિદ્ધ = સિદ્ધરાજે ખુલ્લું મૂક્યું. સરસતી=સરસ્વતી. કડી ૪ થી જ્યાં વિધ વિધ પ્રકારનાં વાદ્ય એટલે વાજાં, સાઠે ઘડિકાઓને ગણતાં હતાં મતલબ દિવસને રાત નાના પ્રકારના વાજીં-ત્રો ચાલુજ હતાં. કડી ૬ વિદેશી વારે=પરદેશી લોક તાજુબ થઇ જાય છે.

---

# મી૦ રાણેનું રેશમનું કારખાનું.

## કવિત-મનહર.

ઓગણીસો ત્રેસઠમાં પોષ વદની અમાસ,
બરસ પચાસ સોમાં પર્વ તીથિ ખાસ છે ;

એકતા અમાસ, સોમવાર વતી, વિરાજે,
રાજે શંકરાત સૂર્ય મકરમાં વાસ છે:
ગ્રહણ થયાથી ગણી મહા પર્વ ઠેર ઠેર,
તીર્થ પ્રત્યે પાવન થવા થયા પ્રવાસ છે;
**ખીમજી** શેઠ સિધાવે જૂહુને સાગર તીરે,
જ્યાં નવીન **નરોતમભાઈ**નો આવાસ છે. ૧.

રવિવારે રેલમાં બપોરના રવાના થઈ,
સાથે લઇ સ્નેહિઓને ઉતર્યા **અંધેરિયે**,
ગાઉખાણુ ગારા-દગડમાં ગગડતે ગાડે,
હશી હશી આવ્યા શાંત સમિરની શેરિયે,
માળ્યા જૂહુ ગામના પટેલ જેગોપાલ કરી,
ચાલ્યા સાથે મૂકામ સુધી, દિસંતા લ્હેરિ એ;
લીલી નળિયેરી કુંજમાં લીલો **સાગર** તીરે,
હર્ષ ઉભરાણો જોઇ બંગલો કચેરિયે. ૨.

જરા બેશી, ઉપર નીચે તપાસી સદન ને,
જોઇ ખંડ ગેલેરી વૉશીંગ–બેડ રૂમ ને;
અગાશીથી નિરખી અગાધ મહા સાગર ને,
ઉછળી ઉછળી "ભલે આવ્યા" પાડે બૂમ ને;
"ચાલો ભાઇ એવણુને ભેટો" કરી તીરે ચાલ્યા,
રેતીનો બિછયો ગાલીચો, લીસો જાણો મૂમ ને;
વાટ મળવા જોઇ બેઠેલ રવિ ત્યાં આકાશે,
કરી સ્મિત ઉઠયા પસારી સુનાની દૃમને! ૩.

એમ શુભ શુકન સ્થળે સ્થળે થઇ રહ્યાં ઘણાં,
ઊગ્યું કેમ રે'શે આનંદની, સહુ એ ભણે ;
લઇને પ્રસાદ સાંજે ગોઠવાઇ ગેલેરીમાં,
રમત-ગમત-જ્ઞાન-ગાન ખિલ્યું આંગણે ;
મિસ્તર **ભગત**ની ભાષામાં ભારી ભારી ચીજ,
શણી વિત્યો વખત, હિસાબ તેનો કો ગણે ?
ઉનાળે પવન, શિઆળે ન ટાઢ બંગલામાં,
એમ મોડી રાતે મીઠી ઉંઘ લીધી આપણે. ૪.

શણીને પ્રભાતીયું જે **મિસ્તર ભગતે** ગાયું,
ઉઠયા નવી નવી મોજ નજરે નિહાળવા,
પ્રાતઃ સ્નાન કર્મ નિજ સવડે કરીને સહુ,
ફરે બગીચામાં કોઇ પતંગ ઉડાડવા ;
સાડા આઠને સુમારે રમ્ય સ્થાન શોધી બેઠા,
કેશવની કથામાં ગ્રહણકાળ ગાળવા ;
એવે સમે હરિધૂન લાગી રહી જે ચોપાસ,
નહિ મારી પાસ બોલ ઉદગાર કાઢવા. ૫.

લક્ષ્મી જન્મ સ્થાન ખાસ, સર્વ રત્નનો નિવાસ,
લક્ષ્મીવર વાસ, સહુ તીર્થનો સમાસજે ;
રસનો આધાર, જે અપાર ઉપમાન થયો,
હદ બાંધી રહ્યો, અવનીની આસપાસ જે ;
સૃષ્ટાનો જે આદિ સૂત, સર્વ બીજ-બીજ ભૂત,
અનુપમ ગાંભિર્યનો એકલો નિવાસ જે ;

ગુણ ગણુનિધિ ઉદધિમાં મોક્ષ સમે ક્યાંધું,
સ્નાન પુરક છે ઉંચી સ્નેહિઓની આશ જે  ૬.

દિલ સાફ થયું હતું, દિલ સફ કરી પ્હેરી,
જોવા ગયા કારખાનું રાણીના રેશમનુ ;
નહિ જ્યાં ગુમાટ, કચવાટનું ન નામ જ્યાંહિ,
શાંત રળિયાત સાદા શાણા એ હસમનું ;
ડાળને ડમાકવિણ એકત્રીસ એકરમાં,
જૂદા જૂદા બ્લોકમાં, મોજેલ યોગી જનનું ;
નવથી એ સુધી રાતે, ગામનાં બાળક હાથે,
નભ્યું જાય નિયમે, મિતાહારી સજ્જનનું.  ૭.

કોણ જાણેછે કે એ ઉછેરે શેતુરના છોડ,
કોણ જાણે છે રેશમ એને ત્યાં કઢાય છે ?
કોણ જાણે છે કે જીવદયાના જામીન પેઠે,
કીડાને માર્યા શિવાય, હિર પ્રાપ્ત થાયછે ?
કોણ જાણે છે વરસ બે થયાં એની રૂઢીએ,
હિસાવણ કામ કાશમીરમાં લેવાય છે ?
સહુ જાણે છે બ્યુગલ ફુંકવાના જમાનામાં,
માત્ર બોલી જાણે બાર તેહનાં વેચાય છે !  ૮.

કોણ જાણે છે જાપાની રેશમના હાથ પંખા,
કાળા હાથાવાળા, બુટિવાળા, ત્યાં બનાય છે ?
કેસરી જળે શેતૂર કીડાને ખવાડી, હીર—
કુદરતી શ્વેત પાકું કેસરી પમાય છે ?

કોણ જાણે એ એ આની ભાર ભેણું કરી વર્ષે—
રેશમ હુન્નર ચૌદ પંદરનું થાય છે ?
સહુ જાણે છે બ્યુગલ ફુંકવાના જમાનામાં,
માત્ર બોલી જાણે બોર તેહનાં વેચાયછે ! ૯.

કાષ્ટના કચોલા રકાબીને ચ કુ પ્યાલા સાફ,
કોણ જાણે **આરમીનવી** માંહિ વેચાયછે ?
કોણ જાણે સીસું ઢાળી પાડેલ રમકડાં ને,
સાદા ફુલાવરપૅટ એને ત્યાં બનાય છે ?
કોણ જાણે તંબુરૂમના બાંબુના સળીઆના,
ચિનાઇ ચિત્રેલ પડદા સહુએ થાય છે ;
સહુ જાણેછે બ્યુગલ ફુંકાના જમાનામાં.
માત્ર બોલી જાણે બોર તેહનાં વેચાય છે ! ૧૦

કોણ જાણે કિરસ્તાન લોકને રીઝાવવાને,
ક્રાઇસ્ટના નાના ક્રોસ અંહિ કોતરાય છે ?
કોણ જાણે નાના નાના હુન્નર નાને ખરચે,
મોટી કમાણી સહિત અંહિ કેળવાય છે ?
સાદી હિંદ રૂઢીપર ઋષિના આશ્રમ જેવું,
શાંત આ સ્વરાજ્ય, ગમે ત્યાં ન કાં પોષાય છે ?
ચાલે કારખાના ચુપચુપ આમ ઠેર ઠેર,
દેશની દોલત નહિ કેમ સચવાય છે ! ૧૧.

કોણ જાણેછે કે પ્રાણી વિદ્યામાં પ્રવીણ એને,
છપ્પન ઠેકાણેથી છપ્પન ચાંદ છે જડ્યા?

**હિંદમાં** હજુ ન કોઈ પામ્યો નથી એવા એક—
લંડનના ચાંદ સાથ, માન એને છે મળ્યાં :
હજી ચડતીમાં એની હોય હરિ હાથ એમ,
રત્ન એક આંગણુંછે, કામ જેહનાં ગળ્યાં ;
શાણા પિતા સાથ એ ઉભેલ શાણા દિકરાને—
દેખી દૂધ શાકર લેખું આહિ ભેળાં મળ્યાં ! ૧૨.

તૃણ–ભૂમિ–ઉદકને મીઠી વાણીની ન વાણ્ય—
સુશીલને ત્યાં, કીધો અનુભવ એ કામ છે ;
ભોજન ઉતારે જઈ, જરા વિસામો લઈને,
નીકળ્યા થઈને ખુશ ખુશ તો તમામ છે :
વાટ માંહે એજવાત, ધન્ય રાણે તારી જાત,
શેઠ કહે ભ્રાત, નોંધી લેવા જોગ કામ છે !
સરખા સુજન રથગ સરખું, સરખી રહેલગાહ,
નરમણિ ગણે ટ્રિપ એનું નામ છે ! ૧૩.

મુંબઈ પાસે અંધેરીના સ્ટેશનથી એકાદ ગાઉ ઉપર દરિયાને કિનારે **જાુહુ** નામે ગામડું છે. ત્યાંના પટેલ મી. **રાણે** કીડા ઉછેરી તેમને ઉના પાણીમાં મારી નાંખ્યા વગર રેશમ કાઢે છે. શેઠ નરોત્તમ મોરારજી ગોકળદાસનો ત્યાં બંગલો છે તે મી૦ રાણેની સંભાળમાં સોંપવામાં આવ્યો છે. શેઠ નરસી ખટાઉ વાળા ખીમજીભાઈ પોતાની મંડળી સાથે ગ્રહણ ઉપર નહાવા ગયેલા તે વેળાનું આએ વર્ણન છે.

**કડી ૧ લી** સોમવાસરવતી=સોમવતી. થયા પ્રયાણ છે=મુસાફરી કરવામાં આવેછે. આવાસ = બંગલો. **કડી ૨ જી.** ગારા દગડમાં = કાદવ પથરાવાળા રસ્તામાં થઈને. સમિરની શેરિયે=પવનવાળી ગલીમાં. કચેરીયે = મંડળીમાં. **કડી ૩ જી** સદન = મહેલ. વાશીંગ રૂમ = નહાવા ધોવાની ઓરડી. બેડ રૂમ = સુવાની ઓરડી. ગાલીચો લીસો જાણે મુમને = જાણે કે મીણ જેવો લીસો ભીની રેતીનો ગાલીચો અમારા સત્કાર સારૂ મહાસાગરે બીછાવી રાખ્યો હતો. અમને મળવાની વાટ જોઈને બેઠેલા સૂર્ય નારાયણ જ્યારે અસ્ત પામ્યા ત્યારે પશ્ચિમનું સોનેરી આકાશ એવું દેખાતું હતું કે જાણે કોઈ બુઝર્ગ ગૃહસ્થ ઉઠીને ચાલે તેવારે તેમની બગલમાં રહેલી સોનેરી છેડાવાળી દ્મ–પછેડી પાછળ ઉભેલા માણસોને દેખાતી ન હોય! **કડી ૪ થી** ઉણ=ઓછપખામી. **મિ૦ ભગત** અમારી મંડળીમાં હતા તેમનો સંગીત તથા સંસ્કૃત સાહિત્યમાં સારો પ્રયાસ છે. **કડી ૫ મી.** ઉદ્ગાર કાઢવા=વર્ણન કરવા સારૂ. **કડી ૬ ઠી.** જે મહા સાગરમાં અમોએ મોક્ષ સમયે–ગ્રહણ છુટતી વેળાએ સ્નાન કરેલું તેના મહાત્મ્યનું વર્ણન આએ કડીમાં છે. લક્ષ્મી જન્મ સ્થાન=લક્ષ્મીજીની ઉત્પત્તિનું ઠેકાણું. સર્વ રત્નનો નિવાસ=સર્વ રત્નનો ભંડાર. લક્ષ્મી વરવાસ =લક્ષ્મીપતિ જે નારાયણ તેમના સ્થાન રૂપ. તીર્થનો સમાસ=સર્વ તીર્થોનો સમાવેશ જેમાં થાય છે. એવો મ-

હા સાગર. રસ=૭ રસ માંહેલો મુખ્ય રસ જે લવણ તે. ઉપમાન=જે સમુદ્રની ઉપમાં અપાર ઠેકાણે આપવામાં-આવે છે તે. અવનીની=પૃથ્વીની. સૃષ્ટાનો જે આદિ સૃત =સરજન હારે જેને પ્રથમ ઉત્પન્ન કરેલો તે સમુદ્ર. यास्त्राष्टे मृतुराद्या इत्यादि. સર્વ બીજ બીજ ભૂત=સર્વના બીજ રૂપ જે પૃથ્વી તેનું પણ બીજ એવો સમુદ્ર. અથવા સર્વનું બીજ જે વરસાદ તેનું પણ બીજ. ગાંભિર્યનો એકલો આવાસ=ગંભીરતાનું એકનું એકજ સ્થાન. ગુણ ગણ નિધિ= એવા એવા ગુણોનો ભંડાર જે ઉદધિ એટલે મહા સાગર તેમાં મોક્ષ સમે કરેલું જે સ્નાન તે સ્નાન અમારા સ્નેહીઓની ઊંચી આશાઓને પરિપૂર્ણ કરનાર છે ! **કડી ૭ મી.** દિલ=અંતઃ કરણ. ડિલ =શરીર. પ્હેરી=કપડાં પ્હેરીને. શખસ=શખ્સ=માણસ. બ્લૉક=વિભાગ યોજેલ=ગોઠવેલું. યોગીજનનું=યોગ ક્રિયાના પરિચયવાળા એવા મી૦ રાણેનું. નવથી બે સુધી રાતે=રાતના નવથી બે વાગ્યા સુધી ચલાવવામાં આવતું, દિવસના નહિ. મિતા હારી=મિ૦ રાણે એક વખત અને તેપણ દૂધ રોટલી એવું સાદું ભોજન લેનાર શખ્સ છે. **કડી ૮ મી.** કાશમીરમાં પણ કીડાને માર્યા શિવાય રેશમ કાઢવાની રૂઢી મી૦ રાણેએ દાખલ કરાવેલી છે. બ્યુગલ ફુંકવાના જમાનામાં=મોટી મોટી જાહેર ખબરો આપવાના આએ જમાનામાં. **કડી ૯ મી.** કેસરી જળે=કેસરનાં પાણીમાં શેતુરના પાંદડાનો ચૂરો ભીંજવી તે

કીડાઓને ખવરાવ્યાથી કુદરતી સફેદ રંગને બદલે પાકા કેશરી રંગનું રેશમ નીપજે છે. **કડી ૧૦ મી.** આએ કડીમાં લાકડકામ, શીસાના રમકડાં, તંબુના પડદા, ચક, વગેરે બીજી પરચુરણ બનાવટો ત્યાં થાય છે તથા Army and Navy Co.-operative stores માં વેચાતા જાય છે તેનું વર્ણન છે. **કડી ૧૧ મી ક્રાઇસ્ટના** ક્રોસ = મૂર્તિ પૂજક ખ્રિસ્તીઓ પોતાના ઘરમાં ઇસુ ખ્રિસ્તના નાના નાના ક્રોસ પૂજન કરવા સારૂ રાખે છે તે પણ અહિંઆ લાકડાના બને છે. **કડી ૧૨ મી.** પ્રાણીવિદ્યામાં પ્રવીણ મિ૰ રાણુ Natural History society ના સભાસદ છે તથા તેમણે છપ્પન ચાંદ મેળવેલા છે તથા લંડનનો એક ચાંદ જે હજુ હિંદમાં કોઇએ નથી મેળવેલ તેપણ તેમણે પ્રાપ્ત કરેલ છે તથા દૂધમાં શાકર મળી હોય તેમ તેવણને એક પુત્ર રત્ન છે એ વગેરેનું વર્ણન. હરિહાથ = હરિની મદદ. કામ જેહના ગળ્યાં = જેનાં કામ મિઠાં છે એવો પુત્ર રત્ન. **કડી ૧૩મી.**

तृणानि भूमिरूदकं, वाक्चतुर्थीचसुनृता ।

એમાં બતાવ્યા પ્રમાણે સત્કારનો અનુભવ મિ૰ રાણુને ઘેર કર્યા પછી. ટ્રિપ એટલે સેહેલાણી તો એનું નામજ કહેવાય. રહેલગાહ = મોજમજા.

---

## ગુરૂ મહિમા.

### ઝૂલણા છંદ.

જાનવું હોય તો જો અલ્યા માનવી,

એક આશ્ચર્ય તુજને બતાવું—
શ્રી ગુરૂચરણ બે કમલ જે આ ખિલ્યાં,
આવ ભમરા, મધુ તે ચુંસાવું.
જેમ બહુ જેમ બહુ પીશ પ્રેમે કરી,
ઘેન તુજ ઘેન તુજ ઊડી જાશે;
મૂઢ જે પાન એ મધુ તણું નહિ કરે.
મોહની જાળમાં તે ફસાશે ! ૧.

હે ઉંઘનારા માનવી ! તારે જાગ્રત થવું હોય તો ભમરો બનીને આવ. અને શ્રી ગુરૂના ચરણ રૂપ જે આ બે કમળ ખીલ્યાં છે તેનો મધુ તું પી. એ મધુ તો એક અદ્‌ભૂત પ્રકારનો છે. કારણ કે જેમ જેમ તું એ મધુનું પાન કરીશ તેમ તેમ તારૂં ઘેન ઉડતું જાશે. બીજો મધુતો જે પીએ તેને કેફ ચડાવે છે જ્યારે આ મધુને તો જે નહિ પીએ તે મોહનિશામાં ઘેરાશે.

---

## ગુરૂ પ્રાર્થના.

### શિખરિણી.

નકામું આયું હા ! મમ વહીજતું ભાગ્ય હીનનું,
અહીંથી ને ત્યાંથી, ભવરણ વિષે હાય ભટકું !
"શું છે સાચો પંથા, શરણ વળી છે શું સુખકર ?"
ન દેખું અજ્ઞાની, ભ્રમ તિમિર અંધે નયન હું. ૧.

જાણીને ઊછેર્યાં, પિતરની ન તે પ્રીત છુટતી,
ગણી જેને મારી, રતિ ગૃહિણીની તે ન ત્રુટતી;
પરિવારે–વારે, વળી સુહૃદમાં સ્નેહ ધરતો,
કુટાતો એળે હા! શુભ અરથ એકે ન સરતો. ૨.
કરૂં દેહ ત્યાગો? કુટિ કુટિ રડું શીશ અથવા—
ભવોપાધીકેરાં શર વિષમના ઘાથી બચવા?
ઘટા ઘેર્યે શૃંગે હરિ હરિ મુખે હાશ-રટતો—
ચડી બેસું વા હું? નવ નવ કંઇ માર્ગ જડતો. ૩.
પ્રભુ, એવે પામ્યો, દરશન તમારૂં અણચિંત્યું,
હવે ઝાલો હાથે, કર્યું વિદિત મેં જે સહુ વિત્યું;
જૂદા જૂદા પાત્રે, વિધ વિધ તણા ધર્મ ચરતો—
તરી જાઉં પારે; મમપર કૃપા એજ કરજો. ૪.

કડી ૧. પંથ=રસ્તો. સુખ કરૂં=સુખકારક. શરણુ= આશરો. ભ્રમ તિમિર અંધે નયન=ભ્રમ રૂપ અંધારાથી આંધળી બની ગયેલી આંખો વડે હું જોઇ નથી શકતો કે ભવરણમાંથી નીકળવાનો સાચો રસ્તો તે કયો અને કોનો આશરો લેવાથી ભવરણના બળતા તાપથી બચીને સુખી થાઉં. કડી ૨જી. પિતર=માબાપ. રતિ= પ્રીતિ. ગૃહિણી એટલે સ્ત્રીને મારી ગણીને હું પરણ્યો તે-ના ઉપરથી પ્રીતિ કેમ તોડાય? વારે=પૈસામાં. સુહૃદમાં મિત્રોમાં. એળે=વગર મફતનો. કડી ૩ જી ભવો પાધિ=ભવની જે ઉપાધિ તેનાં વિષમ એટલે સખત અને

શર એટલે બાણના ઘાથી બચી જવા સારૂ હું તે પ્રાણ ત્યાગ કરૂં, કે માથું કુટીને રડવા બેસું, કે ઘટાથી ઢંકાયેલા શૃંગે એટલે પર્વતના શિખર ઉપર એકલો નાસીને "હરિ, હરિ" એમ બોલતો બેસી જાઉં કે શું કરૂં તે મને કાંઈ સુઝતું નહોતું. **કડી ૪ થી.** અણચિંત્યું = એકાએક. વિદિત કર્યું = કહી દીધું. વિત્યું = મારા ઉપર જે જે ગુજર્યું તે. જૂદા જૂદા પાત્રે અર્થાત્ માત પિતા, પુત્ર પરિવાર, મિત્રો શેઠ ચાકર એ બધા તરફ મારી જૂદી જૂદી ફરજો.

---

## રેતીના કણ જેવડો હું.

### હરિગીત.

મણથી સુવર્ણ મપાય ત્યાં, કણ એક કોણ હિસાબમાં,
એ બુંદ જળનું બળ કશું ; અર્ણવ અખૂટના આબમાં;
માતંગ મોટા મ્હાલતા, શો એક મચ્છર માનમાં,
આ સૂર્યમાળ અનંત હેઠ હું કોણ છું મેદાનમાં ? ૧.
ઝળહળ પ્રકાશે જ્યોત ત્યાં, ટગ ટગ કરેશું દીવડો,
મેરૂ મહાન મુકાબલે, નહિ કાંકરાથી હું વડો.
કુણ તે બિચારૂં ઝાંખરૂં, તરૂવર હજારો રાનમાં,
આ સૂર્યમાળ અનંત હેઠ હું કોણ છું મેદાનમાં ? ૨.
વહીને અનંત યુગો ગયા, પ્રાણી થયાં ત્યાં કેટલાં,
કો પાર પામે કાર્યનો, કરતાર કીધાં જેટલાં ?

ગાજે મહિમા નાથનો—કંઈ. પત્ર સૃષ્ટિ—કિતાબ છે.
નરમણિ નરમણિઘેર તવ તુજ, નહિ લવ હિસાબ છે. ૩.

**કડી ૧ લી.** અપાર = બેસુમાર. અર્ણવ = દરિયા. આબ = પાણી. બુંદ = ટીપાં. માતંગ = હાથી. માનમાં = ગણતરીમાં. **કડી ૨ જી.** જ્યોત = તેજ. મેરૂ = પર્વત. મુકાબલે = સરખાવતાં. તરૂવર = મોટાં ઝાડ. રાનમાં = વગડામાં. **કડી ૩ જી.** જેટલાં કાર્ય પ્રભુએ કરેલાં છે તેનો પાર કોણ પામશે? પરંતુ આ સૃષ્ટિરૂપ કિતાબના પાનાં ઉપર લખેલો નાથનો મહિમા તું કાંઈક ગાજે, તો નરમણિ કહેછે કે નરમણિને ઘેર કોઈ દિવસે પણ તું કાંઈક હીસાબમાં લેખાઇશ. તવ = તો. નરમણિને ઘેર = પ્રભુને ઘેર. લવ = કંઈક.

---

## કંઇને કંઇ દુઃખતો હોયજ.

### દોહરા.

જે આ જગમાં અવતર્યા, નહિ તેને સંતોષ.
જગે જગે જોઇ વળ્યો, વરણું તેનો જોષ. ૧.
જે ઘર ધન ઘણું તેહેનું, મનના નિરમળ હોય,
મન ઉંચું છે જેહનું, તન નિરબળ સો જોય. ૨.
જેના તનમાં બળ ઘણું, તેને તનની ખોટ,
તનની ન ખોટ જેહેને, તે ઘર ઝાંઝા ઝોટ. ૩.
રોટી ત્યાં ચોટી નહિ ચોટી ત્યાં નહિ સંપ,
માનવિયો માં માન તેને ઘરમાં નહિ જંપ. ૪.

કૃતિ જુઓ કિરતારની, કર્યું ન સાજું ક્યાંય,
કદિ એક સાજું કર્યું, તોડયાં તેરે ત્યાંય. ૫.
ભલા ભલા ભૂલા પડી, નાઠા લઇને જોગ,
જોગ ક્યાંય ખાધો નહિ, મળ્યા ઊલટા ભોગ. ૬.
દુખ દરિયા સંસારના, રે'નારાને દુઃખ,
ત્યાગીને પણ દૂર જઇ, રે'નારાને દુઃખ. ૭.
અરે હાય જાવું કહીં, નહિ નાથ સમજાય,
અંગે દાઝું સામટા, ભીતર ધીકે લ્હાય. ૮.
શરણે આવ્યો આપને, નાંખુ ખોળે શીશ,
દિશ રુડી દેખાડજો, શુણી ત્રાસની ચીસ. ૯.
તમવિણ મારૂં કો અંહિ, જો નહિ ઝાલો હાથ,
તરફડીયાં ખાતો મરૂં, થાશે અવગત નાથ. ૧૦.

**કડી ૧ લી.** જોર=જે જોયું તે. **કડી ૩ જી.** તનમાં બળ= શરીરમાં બળ. તનની ખોટ=છૈયાં છોકરાંની ખોટ. ઝોંટા ઝોંટ =ખાવ નાં સાંસાં **કડી ૪ થી.** ચોટી=માણસનો જથ્થો. માનવિયોમાં=બહારના લોકોમાં. **કડી ૬** જોગ લઇને=ફકીરી લઇને. જોગ ખાધો=પત્તો લાગ્યો. **કડી ૧૦** તમવિણ=તમારા શિવાય.

---

## માલિકની મરજી.

### રોલાવૃત્ત.

નહિ નહિ પાર પમાય, શિ છે માલિકની મરજી,
જે જીવના ઊદાર, જનમિયા થઇ તે કરજી,

જેની બુદ્ધિ તેજ, ચિત્ત ચિંતામાં તેનું,
પરકલ્યાણી મતિ, હોય, પણ સાધન શેનું ! ૧.
જાતે હોય સુશીલ, કરે બીજાને તેવા,
ધરનાં જણની સાથ, મળે ના લેવાદેવા,
શોભ્યા જે વિદ્વાન, સુવિદ્યાથી ચોપાસે,
તેની પૂંઠે બાળ ભમરડા જેવાં થાશે. ૨.
કંઇ કરવા જે માથે, નિરાશા તેને બાઝે,
સૌને દારક કરે, હ્રદયમાં તેના દાઝે,
બહુ ધન જેને હોય, નહિ ખાનારા પૂંઠે,
ખાઉ ખ.ઉં કરતાજ, ગરીબોને ત્યાં ઊઠે. ૩.
એવાં શું શું કહું, જગતનાં ઉંધાં ચત્તાં,
ડિટ્ટો ડિટ્ટો કરી, મારિયાં દીસે મત્તાં,
સૌ જો સવળું હે.ય, સ્વર્ગ તો થાયે આંહિ,
હશે ઇશ ઉદેશ, અવળ સવળીની માંહિ. ૪.

**કડી ૧** કરજી = કરજદાર. પરકલ્યાણી = પારકાનું ભલું કરનારી. **કડી ૪** ડિટ્ટો ડિટ્ટો કરી = જેમ હોય તેમ ચાલવા દઇને. મત્તાં મારિયાં = સહી કરી આપી. ઉદેશ = કાંઇક મતલબ.

---

## તમાચો મારીને મોઢું લાલ.

### રોળા વૃત્ત.

દિવસ ઉગ્યો છે આજ, રુડા દિવાળી કેરો,
નાઇ ધોઇ સજિ સાજ શેરીઓ મારે ફેરો;

હોંસે મેળે હાથ કોઈ સ્નેહી સંગાથે,
હર્ષતણા વરસાદ, વળી રેડે છે માથે. ૧.

ખાવાની કો વાત, કોઈ જોવાની કરતા,
રૂડા વિત્યા દિન, સુખે કોને સાંભરતા;
વળી આવશે બહુ ધારિ એવા સુખકરતા,
બમણું લાવી જોર, પગોમાં દેખું ફરતા. ૨.

એવાં ખીલી રહ્યાં ઘરો, શેરી ને રસ્તો,
જોઇ ઉપર આકાશ, ઉગ્યો દીસે રવિ હસતો,
ભાગ્યહીન ત્યાં એક, કરીને મૂખ કસાણું,
દે નિશ્વાસ અલક્ષ્ય, એક બાજૂ હું ચાલું. ૩.

ચાલું, થોભું, વળી ભરૂં ડગલું કો કાલું,
શોધ્યું થાઉં નિરાશ, એક ત્યાં કૌતક ભાળું—
**કૃષ્ણ પક્ષમાં, વળી અમાસે દા'ડે ધોળા,**
**દેખું શશી અનેક, ડાઘ મુખ ઉપર કાળા! ૪**

માગ્યા તાગ્યા તેજ મહીં કો ઝીણી કાણી—
માંથી લૂખી દેહ નહિ રહી શકતી છાની,
સમજ્યો ત્યારે સર્વ, ભાઇ આતો નર એવા,
હસમુખા જગમાંહિ, પડયા દુખિયા હું જેવા! ૫.

**કડી ૧** શે'રીઓ = શહેરીઓ—શહેરમાં રહેનારા.
**કડી ૨** રૂડા વિત્યા દિન = ગયેલા રૂડા દિવસ. **લીટી ૩** વળી એવાજ સુખકારક દિવસો બહુએ આવશે એમ ધારીને. **કડી ૩ લીટી ૨.** તેઓને જોઇને આકાશમાં

ઉગેલો સૂર્ય પણ હસતો હતો. કરમાણું = કરમાયેલું. અલક્ષ્ય = કોઇ ન દેખે તેમ. કડી ૪ દિવાળીને દીવસે એટલે અંધારા પખવાડીયામાં, તેમાં વળી અમાસે ને તેમાં વળી ધોળે દહાડે ઘણાએક શશી એટલે ચંદ્ર મેં જોયા! ચંદ્ર કાંઇ પોતે પ્રકાશિત નથી પરંતુ સૂર્યનું તેજ ખેંચીને ચળકતો દેખાય છે તેજ પ્રમાણે બની ઠનીને રસ્તે ચાલનારા કાંઇ ખરેખર સુખી હતા નહિ પણ તમાચો મારીને લાલ થયેલા હતા; માટે તેઓ ચંદ્ર જેવા સમજવા. વળી ચંદ્રના મોઢા ઉપર કાળા ડાઘ છે તેમ આ લોકોના મોઢા ઉપર પણ કાળા ડાઘ–ચિંતાના શેરડા ઝીણી નજરે જોવાથી જણાતા હતા. કડી ૫. એ ઝીણી કાણીમાંથી લૂખી એટલે નિસ્તેજ દેહ છાની રહી શકતી નહિ.

---

## અમદાવાદમાં શાહઆલમનો રોજો અને તેની આજુ બાજુમાં બીજા બાદશાહોની કબરો જોવાથી થતું નાશવંત દુનિયાનું ભાન.

### રોલા વૃત્ત.

હોંશે અમિર હજાર, ઉપાડે જેના જૂતા,
આલમ છોડી અહીં, શાહ આલમ તે સૂતા,
જેની બસો વર્ષ, હાક ગુજરાતે વાજે,
સૂતા સૌ તે મળી, એકઠા આંહિ આજે. ૧.

દિલ્લિપતિને ડગ્યા કેક પેચોથી. જેણે,
સૂતા જોઇ હગાર, કરે ચલિયાં શિર તેને ;
અર્ધ કોટિ નરશીશ, જેનોં સત્તા રે' જામી,
તે મીચંતા આંખ, દુટી ચાદરની ખામી. ૨.
જે હિંદુને વિના રે'મ પીડયા છે જેણે ;
તેનાં થાય તનૂજ, ગળગળાં જોઇ તેને ;
એવા સૂતા કેક હશે, માટીમાં મળતા,
કોના ઉપર વળી હશે ગર્દભ લોટંતા. ૩.
ચેત્યા વિણુ જે ફર્યાં, ધણી થૈને મદમાતા,
નશ્વર સાથે પ્રીત કરી તે નશ્વર થાતા.
પ્રિછી સાચો ધણી, પ્રજા પોતાને જાણુ,
એને કરવા અમર, હોંશ હરિ જાતે આણુ. ૩.

કડી ૧ આલમ = દુનિયા. કડી ૩. વિના રે'મ = રહેમ એટલે દયા વગર. તનૂજ = છોકરા. ગર્દભ = ગધેડા. ૪ નશ્વર = નાશવંત.

---

## એતો સૌ વખત વખતની છાંયડી છે.

### રોલા વૃત્ત.

કાળ તણો મહિમાય, કાળની લીલા આ છે,
શું માણુસ ડુલાય, નકામો નાદે નાચે ?
નહિ ઇચ્છે તું છતાં, દેહ છોડીને જાતો,
ધનબળતો તજ ક્શાં કરે શું કાશી વાનો ! ૧.

જે ભૂપર તું વસ્યો, હશ્યો જાણી તેં તારી,
સૂતો વેચી તને, તુર્ત પરકી કે'વાણી ;
એને પણ છેતરી, વળી બીજાને જાશે,
જેની થાવા ધસે, હશીને તેને ખાશે. ૨.
નહિ થઇ એ કો તણી, નહીં એ કોની થાશે,
થઇ જળ બુદબુદ સમા, વહી રાજાઓ જાશે;
વાતો પણ વહી જશે, ખસે પથ્થરના લેખો,
ફરે કાળનું ચક્ર, ચિલાવણ ચાલૂ દેખો. ૩.
માટે શાણો બની શોધની "સાચું શું છે?"
"શકશે આવી હાથ?" વળી "તારૂં થૈ રે'શે!"
એવું હાથે કરો, ખરા ત્યારે હું લેખું,
ધુમાડાના ભરો બાચકા, તે શું દેખું! ૪,
કડી ૩. ચિલાવણ=ચિલો પાડયા વગર.

---

## આતસ બાજીનો તમાશો.

### મનહર.

શેઠ અલીભાઇને ત્યાં, આતસબાજી વછૂટી,
છૂટી છૂટી ગોઠવી જે, અનેક ખુંટી વિષે ;
મદમ રૂપાળી ગોરી, અંગે પે'રી લાલ ચોળી,
ફૂલી ફૂલી ફૂટતી તે, છૂટથી આવી ધસે ;
કરીને તોફાન તાન, મેળવી લોકોમાં માન,
મેલીને ગુમાન,. જોતા જોતામાં જળી દીસે;

શાણા મળ્યા સર્વ તેને સાદ પાડી શીખ દેતી,
જો જો અંતે બળી રાખ થવું ઠર્યું છે નિશ્ચે ! ૧.
ખુંટી = ખીલા = થાંભલા.

---

## દુઃખમય સંસાર.

### ગઝલ

અરે સંસાર આ ઘેલો, દુખોથી છે ભરેલો આ !
મુંઝાઇ મોહથી જીવો, બિચારા નિત્ય ઝૂરે હા ! ૧.
થઇ ઇચ્છા ઉભી જ્યાંથી, પિડે આવી દુખો ત્યાંથી.
[illegible]થી નીકળી નાસે, નવે ફાંસે ફસાતા હા ! ૨.
મને માગ્યું મળ્યે સુખો, દિલે ભોળા જીવો માને,
તથાપિ એજ છે દુઃખો, બિચારા દીન શું જાણે ? ૩.
મને માન્યું લીધું માણી, કદી તે ચીજ ખોવાણી,
જરાએ તે મળ્યું ને કાં-પિડે દુઃખો તદા આહા ! ૪.
વડો આ દુઃખનો વારિ, મંહી સૌ આપણે ઝીલું,
નહિ નાવો ન ઓવારો, જશું કયાં તે કહો પ્યારા ? ૫.
ગમે માનો, ગમે જાણો, ગમે તે મોજ સૌ માણો,
તથાપિ રાખ રાશિમાં, ડુબીને ભાઈ શું લેશો ? ૬.
ભર્યો છે ઝેર નો પ્યાલો, સુધા ત્યાં કયાં થકી ભાળો ?
બહુદિ માત્ર પીવાથી, કદી ભૂલ્યા કહેતા હો. ૭.

કડુ તે તો કડુ છે રે, કડું કડું સદા એ-એ-
ન અંજાશો ક્ષણું તેજે, કરો દ્રષ્ટિ પરિણામે. ૮.
પરિણામે રહે દુઃખો, પરિણામે વહે દુઃખો,
કીધી જે આશ તે રોયો, ન કીધી આશ તે સોહ્યો ! ૯.
(જેને) નથી દેવું નથી લેવું, પ્રભુ રાખે સદા રે'વું—
ન જેને આવવું-જાવું, કશી વાતે ન લોભાવું— ૧૦.
કરીને કોઇની આશા, ન લીધી અંત નિરાશા—
રહ્યો તે દુઃખ વારિની, સદા માથે તરીને હા ! ૧૧.

આ દુનિયા તે દુઃખથી ભરેલો દરિયો છે. અને તેમાં જીવ માત્રને ઠેક ઠેકાણે છુટક છુટક વેરી દીધેલા છે. પોતાની મૂળ હાલતમાં પડયા પડયા જીવો બીજાની હાલતને સારી-સુખરૂપ-સમજી તેવી જગોએ જવાનો પ્રયત્ન કરે છે તરફડિયાં મારે છે-તેમાં ફતેહ પામે તોપણ તે સ્થિતિ કાયમ રહેવાની નથી. કાંતો તે સ્થિતિ પણ હલકી લાગે છે ને તેથી ચઢીયાતી જગા મેળવવાને જીવ પાછો મથે છે. કોઇવાર મથવા છતાં ચીજ અધૂરી મળે છે, કોઈવાર સમૂળગી મળતી નથી. એમ અસંતોષ અને નિરાશાનાં દુઃખોનો અનુભવ તેને થાય છે. દુઃખથી ભરેલો સંસાર એમાંથી આપણે જે લઇએ તે દુઃખજ હોય, માટે જે જે સ્થીતિ આપણુને મળતી જાય તે તે નીભાવતા રહેવું એજ આ દુઃખ દરિયા ઉપર તરતા રહેવાનો રસ્તો છે-એમ આ કવિતાનો બોધ છે. કડી ૩

મને માગ્યુ મળ્યે સુખો = મનથી માગેલું મળવાથી સુખ થાય છે. કડી ૪. મને માન્યું લીધું માણી = મનથી માનેલી ચીજને ભોગવી લીધી. કડી ૫. વારિ = પાણી દરિયો. ઝીલું = નહાઇએ છીએ. નાવો = વહાણો. ઓવારા = કિનારા. કડી ૬. રાખરાશિ = રાખનો ઢગલો. કડી ૭. સુધા = અમૃત. બહુદિ = ઘણા દીવસ પીવાથી.-તમો ટેવાયલા બની ગયા છો એટલે તમોને સંસારની કડવાશ સમઝાતી નથી. કડી ૮. ક્ષણું = થોડીવાર નભનારૂં કડી ૧૧. દુઃખવારિ = દુખનો દરિયો.

---

## શું લઇ જવું છે ?

### ગરબો.

ગોવરધન રશિયા રે—એ રાહ.

શું લઇ જાવું છે ?
સમજો શાણા મમ ભ્રાત, શું લઇ જાવું છે ? ટેક.
હરિશરણું ભૂલ્યાથી જીવો, પડિયા ભવમાં કેદ રે,
કો ન્હાની મોટી ઓરડીએ, એમાં શાનો ભેદ ?
શું લઈ જાવું છે ? સમજો. ૧.
સાહિ ચોટલો કાળ કેદિનો, કર્મ ભૂમિપર જાયરે,
વર્ષ પાંચ, દશ, પચિસ ફિરાવી, પાછા કેદ પુરાય,
શું લઇ જાવું છે ? સમજો. ૨.

પટ નહિ માથે, હાલે હાથે, આવ્યા તેમજ જાયરે.
મિથ્યા ન્હાની મોટિ મજુરી, કરતાં કાં હરખાય ?
શું લઇ જાવું છે ? સમજે. ૩.

ધણીનું છે ને ધણીનું રહેશે, જો કહી "મમ" લલચાય રે,
વધુ કૂજેતો બની તમારી, કેદની ટિપ લંબાય,
શું લઇ જાવું છે ? સમજો. ૪.

જીવ પોતે બ્રહ્મમજ છે. અગર હરિશરણું એજ જીવનું લાયક સ્થળ છે એ વાત ભૂલી ગયા એટલે ગુનેગાર બન્યા અને તેથી કરીને ભવમાં એટલે જન્મમરણની કેદમાં પડયા. કેદિને દોરીને સિપાઇઓ જેમ બગીચામાં કે બંગલાઓમાં મજુરી કરવાને લઇ જાય છે અને કામકાજ પૂરૂં થતાં પાછા બંધીખાનામાં પૂરી દેછે તેજ પ્રમાણે કાળ પોતે જીવનો ચોટલો ઝાલીને તેમને કર્મ ભૂમીપર પાંચ–પચીસ–વર્ષ રાખી પાછા મોતના કારા ગૃહમાં પૂરી દેછે. જ્યાં રહીને જીવ કામકાજ કરે છે તે જગા ને તે માલ જે ધણીનો અર્થાત્ ઇશ્વરનો છે તેનોજ રહેશે બાકી "મારૂં" કહીને જે માણસ લલચાય છે તે ચોર બને છે, અને નવા જન્મની નવી કેદ ભોગવે છે.

---

## મરવાથી પણ કયાં છુટકો થાય એમ છે ?

### ગરબો.

હેતે હરિરસ પીજિયે—એ રાગ.

મૂવે નથી તારો છુટકો,

ગુણ ગાને ગોવિંદ, ગુણ ગાને ગોવિંદ રે,
શાને ફરે બની બ્હાવરો ? ટેક.
લક્ષ ચોર્યાસીમાં ભમીરે
મળી માનુષી દેહ, મળી માનુષી દેહરે,
કોણ જાણે નવી હવેશી મળે,
છોડી દેવાથી એહ, છોડી દેવાથી એહરે. મુવે૦ ૧.
સાધન સહુ જુગતે જડયાં રે,
મળ્યાં તર્ક ને જ્ઞાન, મળ્યાં તર્કને જ્ઞાન રે,
ઉંડે રસ્તે અહલ્યા રોકજે,
મૂડી રાખીને ભાન, મૂડી રાખીને ભાન રે. મુવે૦ ૨.
ભૂખ—દુઃખે, દારા દુઃખે રે,
કાંતો લાગ્યાથી ડાઘ, કાંતો લાગ્યાથી ડાઘ રે,
પુત્ર મુવે ભગવાં કર્યાં,
નો'ય સાચો વેરાગ, નો'ય સાચો વેરાગ રે. મુવે૦ ૩.
કોણ તું ? કયા થકી આવીઓ રે,
કોણ તારૂં, તારૂં કર્મ રે,
કિયે રસ્તે સ્થળે પહોંચવું,
તર્યો જાણ્યો જેણે મર્મ, તર્યો જાણ્યો જેણે મર્મરે. મુવે. ૪.
સુખ દુઃખો તે શું હશે રે,
કયાંથી આવે કેઇ વિધ, કયાંથી આવે કેઇ વિધ રે,
કેમ દુઃખ ટળે સુખ ભોગવું,
એહ પ્રિછ્યે કામ સિદ્ધ, એહ પ્રિછ્યે કામ સિદ્ધરે. મુવે૦ ૫.
કીધે કર્મે દેહ ભોગવે રે,

યોનિ-યોનિ સુખ દુઃખ, યોનિ-યોનિ સુખ દુઃખ રે,
તે થકી છૂટવા તું નર થયો,
જીવી ભાંગી લે ભૂખ, જીવી ભાંગી લે ભૂખ રે. મુવે૦ ૬.
નહિ મુવે, નહિ વન ગયે રે,
નહિ માગ્યાથી ભાખ, નહિ માગ્યાથી ભાખ રે,
ભાઇ મારા તારો છૂટકો,
સીધો મારગ તું શીખ, સીધો મારગ તું શીખ રે. મુવે૦ ૭.
સંસારને કિલ્લે રહિ રે,
ધારી ધર્મની ઢાલ, ધારી ધર્મની ઢાલ રે,
શ્યામ સ્મરણ સમશેરથી,
જીત જન્મને કાળ, જીત જન્મને કાળ રે. મુવે૦ ૮.
કરવાનું કરો ભલે તે પછી રે,
થાજો મરવા તૈયાર, થાજો મરવા તૈયાર રે,
બાકી ઓલેથી ચૂલે તું પડે,
કહે નરમણિ ગમાર, કહે નરમણિ ગમાર રે. મુવે૦ ૯.

કડી ૩ દારા દ્રૂભવ્યે રે = સ્ત્રીએ દુઃખી કર્યો તેથી. કડી ૫. એહ પ્રિછયે = એનો મર્મ સમજવાથી. કડી ૬. યોનિ-યોનિ = જુદા જુદા જન્મમાં.

---

## વિશ્વવિહાર.

### કવિત મનહર.

વિશ્વના વિહારી, બલિહારી લાલ લીલા તારી,

જોતાં ધારી ધારી, ભારી ભારી હું ભમાઉં છું;
કહી ન શકાય, અનુભવે ગ્રહી જાય કોથી,
પોથી સર્વ ગોથી પેખી, શોચમાં શમાઉં છું;
"આ ન સારી, આ રૂપાળી" "એ કજાની, તે મજાની."
ગણી લેતાં દેતાં, મૂઠી ગાંઠની ગમાઉં છું;
નમી જગન્નાથ! મૂંગે મોઢે પ્રભુ જોડું હાથ,
જેમ બોલું વાત, તેમ બોલતાં બંધાઉં છું! ૧.

પ્રભુ! જેમ પેખું પૂરી યુક્તિ-પ્રયુક્તિ તારી,
ભારી અચંબામાં વારે વારે હું ભરાઉં છું;
સુખ પછી દુઃખ, ટાઢ પછી તડકોજ નિશ્ચે,
એમ બાધા વિશ્વે, તારો મહિમા ગજાઉં છું;
આવ્યું તે જાય, કરમાય ખિલ્યું ફુલ્યું જેકો,
મોટું જે ગણાય તેને મૂઠીમાં સમાઉં છું;
ખરા ખલકેશ! ખૂબી કરી ખાસ તોડયાં તેં તો,
મોટાના મદ, રાંકની નિરાશા—ગાઉં છું! ૨.
સુંઘે જે ગુલાબ તેને કાંટા કદીક લાગે,
જેને ઘરબાર, તેજ કહે બાંધો થાઉં છું;
જેણ ધારી કાય જરા-વ્યાધિ-મૃત્યુ તેને થાય,
શાકર જે ખાય, દુખ્યા દાંત તેના પાઉં છું;
જોઉં લાડી ગાડી જેને, પનોતીની પીડા તેને,
વસ્ત્ર જેનાં સાફ, ડાઘ તેને નિરખાઉં છું,
એમ જોઉં રૂડું જેને, પડે ફેડું પૂંઠે તેને,
લાલ! તારી લીલા નિત્ય, ત્રાજવે તોળાઉં છું! ૩.

સોનામાં સુગંધ રે'ત કસ્તુરીને કોણ લે'ત?
મોતી કણ પુષ્ટિ દેત, જોત કો જુવારને?
પંડીત જો ધની થાત, મૂર્ખ પાસ કોણ જાત,
બાળ ગાંડા વાળ તે—કો પૂછે વૃદ્ધ પાડને?
કેવડો જો કાષ્ટ દેત, બાવળ કયાં ઉભા રે'ત?
લોહ વાળ્યું વળે, કોણ લાવત લુહારને?
સર્વ ગુણ નથી કોય, ગુણ હીણ કો ન હોય,
વાહ વાહ હોય વર્ણી વિભુના વહેવારને! ૪.

જેમ કો મીઠાઇ વાળો રૂપિયાની પાંચ શેર,
વેચતો મિઠાઇ, રીત એ અંહિ ગણાય છે;
થોડી થોડી જે મુકાવે ત્રાજવે મિઠાઇ તેને,
સર્વ જાતનો સ્વાદ, મળેલો મનાય છે;
પરંતુ પૂરાવતો જે ઝાઝી જલેબી તેને,
લાડુ—સાટા ઓછા મળે એમાં ના નવાઇ છે;
એક વધુ જેમ લેશે, ન્યૂન બીજું તેમ રે'શે,
રૂપિયાના પાંચ શેર = નીજ જોગવાઇ છે! ૫.

નાથ! નથી દેવું મારે, નથી લેવું કે વેવારે,
રે'વું જેમ રાખે તું, સ્હેવું સર્વ થાય જે;
તારાં ધામ ધરા સર્વ, તારાં માલ મતા સર્વ,
હુંએ છું તારો સર્વ, જીવ અને કાય જે;
ગમે તેમ કરે તારી સૃષ્ટિમાં તું નથી તેમાં,
સત્તા વિણ લેશ હુંથી કેમ કે બોલાય જે?

નમી જગન્નાથ ! મુંગે મોઢે પ્રભુ જોડું હાથ,
નહિ ભરૂં બાથ, બની બેડીઓ બંધાય જે ! ૬.

કડી ૧ તારી લીલા કેવી છે ? માત્ર કોઇ કોઇ અનુભવથી ગ્રહી શકે-જાણી શકે તો ભલે. થોથી=સાર વગરની—લૂખી. શોચમાં શમાઉં છું=અફસોસમાં પડી જાઉં છું. આ ચીજ સારી ને આ નઠારી. આ ચીજ મજાની ને પેલી કજાતની-નુકસાન કારક છે એમ ગણીને=માનીને. લેતાં દેતાં=દુનિયાનો વેહેવાર ચલાવતાં ગાંઠની મૂડી જે સ્વ સ્વરૂપનું જ્ઞાન તે હું. ગુમાવી બેસું છું. કડી ૨ જી. પેખું=જોઉં ;-નિરખું. જે મોટું મોટું છે એમ કેહવાઇ ગયું તેવાંને પણ મુઠીમાં સમાય એટલું નહાનું થઇ જવું પડે છે. ખલકેશ=હે ખલકના ઇશ એટલે ધણી ! તેં મોટી ખૂબીથી મોટાના મદને અને રાંકની નિરાશાને તોડી નાંખી છે ! મોટાને નાહાનું બનાવવાથી તેનો મદ તૂટે અને રાંકને મોટા કરવાથી તેઓની નિરાશા તૂટે માટે હું તમારી ખૂબીને આ કવિતામાં ગાઉં છું. કડી ૩ જી. દુનિયાદારીનું સુખતો વગર ભેળનું નથીજ. જે એક જાતનું સુખ ભોગવે તેને એવાજ પ્રકારનું કોઇ દુઃખ ભોગવવુ પડે છે. હમેશાં જે ગુલાબ સુંઘે તેને કોઇ દિવસ પણ ગુલાબનો કાંટો જરૂર લાગે. જે ચડે તે અવશ્ય પડવાનો. કાંકરો ચાવવાથી દાંત દુખે એતો સર્વ કોઇ જાણે છે. પરંતુ શાકર ખાનારના પણ દાંત દુખતા પાઉં છું—જોઉં છું. જેઓના ઘરમાં લાડી છે તેમનેજ પનો-

તીની પીડા—સ્ત્રી જાતિ તરફથી ઉભી થતી આપદા વે-
ઠવી પડે છે અને જેને ગાડી છે તેમનેજ પનોતીની પી-
ડા એટલે પગે ચાલવાથી ઉભી થતી આપદા કોઇવાર ગા-
ડીની ગેર હાજરીને લીધે ભોગવવી પડે છે. એમ સુખ-
દુખ સરખે કાંટે રાખવામાં પ્રભુની અપૂર્વ ચતુરાઇ છે.
વિશ્વમાં જે વિષમપણું લોકોને ભાસે છે તેવું વિષમ પ-
ણું છેજ નહિ એમ બતાવનો પ્રયાસ કડી–૩–૪–૫ માં
કરેલો છે કાય ધરી=દેહ ધારણ કર્યો તેનેજ જરા એટલે
ઘડપણ વ્યાધિ અને મ્રત્યુ થય છે. કડી ૪ થી મો-
તી કણ=મોતીના દાણા. પુષ્ટિ દેત=પોષણ કરવાના કામમાં
વપરાત તો બાપડી જુવારને ખાત કોણ? બાળકથી જો
ગાડાં વળી શકતાં હોત–મૂઝવણને વખતે રસ્તો સૂઝતો
હોત તો ઘરડાંઓનો પાડ પણ કોણ પૂછત? કેવડો=એક
સુગંધી ઝાડ કાષ્ટ=લાકડું. લોહ=લોઢું. વાજ્યું વળે=જેમ
વાળીએ તેમ વળી શકે તો પછી લુહારને કોણ લાવત—
બોલાવી લાવે ; એમ વિભુના પ્રભુના વહેવારનું વર્ણન ક-
રતાં "વાહ વાહ" બોલાઇ જાય છે! કડી ૬ ઠી. રાગ
દ્વેશનો નાશ અને ચિત્તની સમતાનું વર્ણન આએ ક-
ડીમાં છે. જીવનની ખરી લેહેજત એમાંજ છે. સર્વ શા-
સ્ત્રનો સાર તે એજ. જીવનમુક્તનું લક્ષણ તે એજ. એજ
આત્મનિવેદન. લીટી ૬ ઠી. સત્તાવીણ=અધિકાર વગર.
હુંથી=મારાથી લેશ=જરાપણ. કેમ બોલી શકાય? એવી
બાથ નહિ ભરૂં કે જે બેડી બનીને મનેજ બાંધી લે છે.

## પરપોટા નાચે.

પરપોટા નાચે, પરપોટા નાચે—
પરપોટા જો કાંઇ નાચે રે, પરપોટા નાચે. ટેક.
ભવ દરિયામાં થઇ ભેળા,
સૌ ચાલે ટેહેડા ટેહેડા,
ફફરે જેમ ધ્વજના છેડા,
શું દિલમાં રાચે !
પરપોટા જો કાંઇ નાચેરે, પરપોટા નાચે. ૨.

બહુ મનમાં રાખે વળ એ,
નવ જાણે નિજ પોકળ એ,
ક્ષુપિ કાળ ઝૂડની કળ એ,
ઝડપી લે ડાચે !
પરપોટા જો કાંઇ નાચે રે, પરપોટા નાચે. ૩.

પળમાં થૈ ફૂલફૂલાતા,
પળમાં ફૂદડિયો ખાતા,
પળમાં એ બાથ ભિડાતા,
રે ફૂટી જાશે !
પરપોટા જો કાંઇ નાચેરે, પરપોટા નાચે. ૪.

જન જો જો જગત તમાશો,
ક્ષણ માયામાં ન ભમાશો,
નહિ તો અડવડિયાં ખાશો,
રે કહુંછું સાચે !

પરપોટા જો કાંઇ નાચે રે, પરપોટા નાચે. ૫.

કડી ૧. ધ્વજ=ધજા. ફર્રે = ફડફડાટ કરે. કડી ૨. વળ = આંકડો, અભિમાન. કાળ ઝૂડ = કાળરૂપી ઝૂડ એટલે મગર. તેની કળ–યુક્તિ. તે છૂપીછે–ડાચામાં એકદમ ઝડપિ લે છે! કડી ૩. એ બાથ ભિડાતા = એ પરપોટાઓ મિત્રની માફક એક પળવાર બાથ ભિડીને સાથે સાથે ચાલે છે!

---

# પત્નીના મૃત્યુ શોકથી પીડાયલા મિત્રને આશ્વાસન.

## ઉપજાતિ.

વ્હાલા વડા વીર, વળી વિચારૂં,
આવ્યું ન કો કાગળ કેમ તારૂં?
અત્યંત ઉંડા દુખમાં ડુબેલો,
હોશે–હરિહા–હજીએ તું ઘેલો! ૧.

યુવા વિશે રંગ રૂડો જમાવ્યો,
જેણે તુને રાત દિને રમાવ્યો,
શેક ન ભાસે કદિ ગાંઠ છૂટી,
ગયું અહા હા પ્રીતિ પાત્ર ફૂટી! ૨.

પ્રિયા વિયોગે બનીયો તું જોગી,
અંતવિશે શાંતિ મળે ન શોગી,

ભાઇ બન્યો તું બહુ દુઃખ ભોગી,
ગળી ગયાં હાડ દિસાય રોગી. ૩.

ઉડી ગયું નૂર શરીર આંખે,
બળી બળી બોલ નિરાશ ભાખે,
જતો ગમે ત્યાં, કંહિયે ન ગોઠે,
ન કામમાં જીવ જરાય ચોંટે. ૪.

તોફાનિ મોજાં ધસિને હજારે,
હૈયા તણું ધૈર્યજ તોડી મારે ;
છાજે તથાપિ તુજને વિવેકી !
સ્હેવું પડયું તે, પ્રભુ પ્રીત પેખી. ૫.

વિચારશો તેમ વધૂ પિડાશે,
ઇલાજ ના, લેશ જશે પિડા-શે ?
નાંખે પ્રભુ કોણ કહો નિવારે ?
કડું-રૂડું લેવુંજ માની તારે. ૬.

આયું જવાને નિરમાણ કીધું,
હતું તમે લેણું તમારૂં લીધું ;
મટી તમારૂં ગયું હાલ મૂકી
શાને તમારૂં ગણી થાવ દુઃખી ? ૭.

હશે લીધી કોઇ નવીન એણે,
શા માટ ના વાટ ગ્રહે તું કોયે ?
વ્હાલા વીરા દીસત યોગ્ય મુને,
ઘણું ઘણું શું કહું ભાઇ તુંને ?

કડી ૨ જી યુવા વિશે=જુવાનીમાં. શકે ન ભાસે ઇત્યાદિ=એ પ્રીતિની ગાંઠ કદી પણ છૂટશે નહિ એમ ભાસતું હતું. કડી ૩ જી શોધી=શોધવા જતાં પણ. કડી ૫ સ્હેવું પડ્યું તે=જે પડે તે વેઠી લેવું. કડી ૭. જાયું=જે જન્મ્યું તે. કડી ૮. તેણે કોઇ નવીન વાટ રસ્તો—લીધો હશે તો તારે પણ શા માટે કોઇ રસ્તો ન—લેવો ? આ ઉપદેશ વહેવારૂ છે.

---

## શ્રીમંત સયાજીરાવ ગાયકવાડને બાળકો તરફથી માનપત્ર.

### નર્મવૃત્તની ચાલ.

શ્રીમંતની પ્રજા અમે, શ્રીમંતની પ્રજા—
ઉડી રહી ગુજરાતપર જેની વડી ધ્વજા. ટેક

વિચરીને દિનરાત દેશ, સુખ વિસારીને,
તપાસી હાલ હોંસથી, વળી વિચારીને,
ખિલાવવા નિજ બાગને, કરે ઇલાજને.
ભૂખ્યાં સૂવું કદી અમે, તો દાઝ રાજને;
ડર લગર ના—હજાર જો પડે કજા !
શ્રીમંતની પ્રજા અમે, શ્રીમંતની પ્રજા. ઉડી રહી૦ ૧.
બાળને નિશાળ, ભાળ રોગિની થતી,
લાખ્ખો જનો પોષાય, એ તો વાત છે છતી,
જાન માલ રક્ષવા, ઉપાય થાય છે,

ત્રાસિતને સુ છાંય, ન્યાયની તૈયાર છે;
રાજ્ય તો ઘણાં હશે, આવી નથી મજા !
શ્રીમંતની પ્રજા અમે, શ્રીમંતની પ્રજા. ઉડી રહી૦ ૨.
ખેડુ ખેતિમાં, કારીગર કારખાનમાં,
વેપારમાં વેપારિયો, કવિ નિજ તાનમાં,
બાળકો વિદ્યા મહિં, જુવાન કાજમાં;
વૃદ્ધો કરે કલોલ નિત્ય ઘર સમાજમાં;
શોકને એ રાજ્યમાં હમેશની રજા !
શ્રીમંતની પ્રજા અમે, શ્રીમંતની પ્રજા. ઉડી રહી૦ ૩.

**કડી ૧.** કઠણ સમયમાં માહારાજા જાતે શ્રમ ઉઠાવીને મૂલકમાં ફરવા નિકળે છે તેનું વર્ણન. હાલ = હકીકત. બાગ = રાજ્યરૂપી વાડી. કજા = આફત. **કડી ૨.** રાજ્યનાં લોકોપયોગી ખાતાંનું વર્ણન. પોષાય = દુકાળના વખતમાં પોષણ થાય. ત્રાસિત એટલે પીડાયલાને માટે ઇનસાફની શીતળ છાંય તૈયાર છે. **કડી ૩** જૂદા જૂદા ધંધાદારી પોતાના કામમાં કેવા સુખ ચેનથી મચેલા છે તેનું વર્ણન. કલોલ = આનંદ. ઘર સમાજ=કુટુંબ કબીલાની મંડળીમાં.

---

**ગરીબાઇ અને ઘર જંજાળ વેઠીને એલ્. એલ્. બી. માં પાસ થયેલા મિત્રને જોઇ પરિક્ષા દેવી પ્રત્યે આનંદ વચન.**

**ઉપજાતિ.**

વિદ્યારથી–જીવન એક લક્ષ્યા–

દેવી મહા ભાગ અહો પરિક્ષા !
આજે સ્તવું ગાનથી ગાજી ગાજી,
સ્નેહીવડા કીધ તમે નવાજી. ૧.
ત્રુઠાં નતો જીવન કેવું ખારૂં,
માતા નથીએ તમથી અજાણ્યું,
ભાસે અમોને, અમિની સુવૃષ્ટિ,
જ્યારે કરો આપ કૃપાળુ દ્રષ્ટિ. ૨.
જે માટ બેઠા નહિ શ્વાસ ખેંચી,
જાગ્યા સદાએ સુખ–સૂખ વેચી,
અપાવી તે આજ કીધા પ્રસિદ્ધ,
એલ્ એલ્. બી. નામ મહાભિનંદ્ય. ૩.
જુદા જુદા સજ્જન આવી પ્રીતે,
વધાવશે સ્નેહી અનેક રીતે,
તો હર્ષ ઉર્મિ હું વસે દિલે જે,
શાને ન દાખું મમ જૂજ બોલે ? ૪.
નિરંતરે આમ અનેકને એ,
અનુગ્રહે માત વધારતાં રો',
આનંદનાં લોચન લાવી અશ્રુ,
એથી વધુ યાચું અમે બીજું શુ ? ૫.

કડી ૧ વિદ્યારથીની જીંદગીની એકજ નેમ–Sole Aim
૩૫ હે પરિક્ષા દેવી ! એક લક્ષ્ય = એકજ નેમ. કડી ૨.
ત્રુઠાં નતો = જો તમે કૃપા કરી ન હોતતો. કડી ૩

મહાભિનંધ=મોટા માનવાળી એલ્ એલ્. બી. ની ડીગ્રી કે જેને માટે થઇને. કડી ૪. વસે દિલે જે=મારા દિલમાં હર્ષની જે ઉર્મિ વસી રહી છે તે હું મારા જૂજ શબ્દોમાં શા માટે બોલી ન બતાવું ? કડી ૫. અનુગ્રહે=કૃપા કરીને રો'=રહો. લોચન=આંખમાં. વધુ યાચું=વધારે શું માગીએ ?

---

## ઓખામંડળના રેસિડંટ નામદાર કર્નલ હરિસન સાહેબને કેસરે હિંદનો ચાંદ મળ્યો તે વેળાએ અભિનંદ આપવા સારૂ મેળાવડામાં ગવાયલી કવિતા.

### હરિગીત.

 ૨ ૮ ૮ ૧
આવી નયન–વસુ–વસુ રાશી, અધિકાર પર ઓખા વિષે,
હરી સમી શીતળતા પ્રગટ કરી, તાપ સૂર્ય સમો દિસે,
નિશ દિન એમ પ્રકાશી જનને, પ્રીત ભયથી પોષતા,
હરિસન આંહિ અનેક દે સુખ, દુઃખ સર્વે શોષતા. ૧.

કરી ગર્જના કંપાવીયા, કાબા અને સહુ કાબલી,
તવ ત્રાસથી ત્રાસી સકળએ, લોક જોડે અંજલી,
કહું વાઘને બકરી હવે સૌ, એક આરે પય પિયે,
જ્યાં આંખ ફેરે કેસરી, જંબૂક કેમ કરી રહે ? ૨.

એ પ્રજા વત્સલ પાસ, વિણુ સંદેહ દિલ સૌ ખોલતા,

બોલું એમ જે ગમે, તોપણ સાર તેનો તોળતા,
પ્રતિકાર કરવા હાણ્યનો, તત્પર થઇને લાગતા,
ન દુભાય ધાર્મિક દિલ કદિ, તે માટ રે' છે જાગતા. ૩.
દુષ્કાળ આદિ દૈવિ આફતમાંથી પણ ઉગારવા,
શ્રીમંતની અનુમતિ થકી, ક.ધ ઘોષ કામ સુધારવા,
ખેડૂતને હળ-બેલ-બી-ગુજરાન ગામો ગામને,
દેશી સમા થઇ દેશમાં વા'લું કીધું નિજ નામને. ૪.
એવા પ્રજા ઉપકાર સેવા-રાજ, દિલમાં લાવીને,
પિતાની કીધ પ્રસિદ્ધ "કૈસર હિંદ" ચાંદ ધરાવીને.
"અભિનંદી એ સરકારને, સૌ સુજન એમ સદા ચહો.
તમ અમલ અમપર એ પ્રતાપી, અહોનિશ અવિચળ રહો" ૫.

કડી ૧. ઇ૦ સ૦ ૧૮૮૨ માં ઓખાના મુલકમાં અધિકાર ઉપર આવીને. હરિસમી = ચંદ્રના જેવી. કડી ૨. કાબા = વાઘેર લોકો. કાબલી = ત્યાંના લસ્કરમાં રાખેલ પઠાણ લોકો. અંજલી જોડે = હાથ જોડે. જંબૂક = શિયાળ. કડી ૩ પ્રજા-વત્સળ = પ્રજા જેને વહાલી છે એવા. વિણ સંદેહ = અચકાયા વગર. બોલું અમે ઇત્યાદિ૦ અમે ગમે તેવા શબ્દોમાં તેમની પાસે ભાગી તૂટી વાત કરીએ તો પણ તેઓ અમારી મતલબ તુરત સમજી જતા હતા. પ્રતિકાર = ઇલાજ. હાણ્ય = આપદા. ધાર્મિક દિલ ઇત્યાદિ૦ દ્વારકા એ જાત્રાનું મોટું ધામ છે, વળી લસ્કરના માણસો માંસ

મચ્છીનો આહાર કરનારા છે જેથી કોઇ રીતે કચવાટ ઉભો ન થાય તેટલા સારૂ જાગ્રત રહેતા હતા. કડી ૪. શ્રીમંત = ગાયકવાડ. અનુમતિ = પરવાનગી મેળવીને. કીધ ઘોષ = અવાજ કીધો. હળ-બેલ-બી = હળ, બળદ અને વાવવા સારૂ બીજ. દેશી સમા = દેશી જેવા મીલનસાર બની જઇને.

**શ્રી મુંબઈ વિઠ્ઠલવાડી મધ્યે માનવંતા શેઠ મુળજી જેઠાના પ્રપૌત્ર ભાઇ કરશનદાસ ધરમસી સુંદરદાસ પરણી આવીને દાદાની છબી આગળ સજોડે પ્રણામ કરે છે તે માંગલિક સમયનું વર્ણન.**

**સંવત ૧૯૬૩.**

**કુંડળિયો.**

એવું ભાગ્યવંત કો કહો, સુંદરદાસ સમાન ?
પરણી આવી પ્રેમથી, પૌત્ર કરે છ પ્રણામ,
પૌત્ર કરે છ પ્રણામ માંગલિક સમય પ્રભાતે ;
વદિ દશમી રળિયાત, માગશર મંગળ જાતે ;
ધન્ય રૂડો તે સમય, ધન્ય ઘર શોભે કેવું ?
ઓખા અનિરૂધ નમે, કૃષ્ણ દાદાને એવું ! ૧.

---

# દાદાને વધામણિ.

**ગઝલ.**

કિસન ! સુખદા વધાઈ છે, સુંદર ! સુખદા વધાઇ છે ;

તમારા પોત્ર શાણાએ, કિધી રૂડી કમાઇ છે ! ॥૨॥

ઉંડા વાંસો પ્રિતે થાપો, મિંડાને છાતિસૂં ચાંપો ;
લઇ ઓવરણાં મ્હેની, વિરાનાં વિઘ્ન સો કાપો ; ॥૩॥

અહો, હો, ભાગ્ય ! માતાજી, ઉંડો આશીશ તો આપો,
પનોતાંને લઇ સાથે, પડેછે, લાડકો પાએ. ॥૪॥

મળો સો સ્નેહથી મિત્રો, વધાવો પ્રીયને પ્રીતે,
વદો સો “ સૂખિ જોડાના, વસો આનંદ તો ચિતે. ॥૫॥

“ હસી ખુશી સદા રેજો. જદુકુળ સંપ મન દેજો,
“ તમારા હિંદને માટે, જરા તન મંન ધન દેજો ॥૬॥

“ પ્રદાદા મૂળજી જેઠા, સમો યશ લાભ ઉજાળો,
“ પિતાજી ધર્મશી નામે, બજાવો ધર્મ ઉજાળો.” ॥૭॥

અમારા સ્નેહનાં આંસુ થકી સીંચેલ એ વાણી,
ફુલી ફળવાન તો થાજો, કૃપાથી કૃષ્ણ દાદાની. ॥૮॥

**કડી ૧.** માગસર વદિ ૧૦ ને મંગળવારના પ્રભાતનો સમય છે એમ આ કડી ઉપરથી જણાશે. **કડી ૪.** પનોતાંને = શુભ પગલાંવાળાં વહુને સાથે લઇને. **કડી ૬.** કૃષ્ણ તથા ભાટિયા બેઉ એકજ કુળના-જદુકુળના છે. **કડી ૮** અમારાં સ્નેહના આસુ વડે સીંચેલી એટલે પાણી પાઇને ઉછેરેલી ઉપર મુજબની શુભ વાણી રૂપી વેલી ફળવાન એટલે સફળ થાજો.

**માનવંતા શેઠ દાદાભાઇ નવરોજજી બાવીશમી નેશનલ કોંગ્રેસનું પ્રમુખ પદ લેવા સારૂ વિલાયતથી આવી શુકરવાર તા૦ ૧૪-૧૨-૦૬ ના રોજ સાંજે પાલવા બંદર પર ઉતર્યા તે વેળાએ તેમને આપેલો આવકાર—તેજ તારીખના સાંજ વર્તમાનમાં પ્રસિદ્ધ થયેલો તે—**

**હરિગીત.**

૬ ૦ ૯ ૧ ૧૪ ૧૨
દર્શન-સુશૂન્ય-નિધિ-શશી, ભૃગુ રત્ન તારિખ રૂદ્રની,
શીળી સુશોભિત સાંજ, દર્શન તણી તક વીર ભદ્રની,
બહુ વર્ષના વિયોગ પછી, આવ્યા હજારો કોસથી,
અભિનંદું આવો, **હિંદના દાદા** તમોને હોંસથી. ૧.

આપ્યું બધું આયુષ્ય માત્ર સ્વદેશની સેવામહીં,
કરી દ્રવ્ય-દેહ-સ્વ સુખકેરી, લેશપણ પરવા નહીં,
જાગ્રત કરી હિંદમાટ, સર્વ વિલાતને, નિજ ઘોષથી,
અભિનંદુ આવો, **હિંદના દાદા** તમોને **હોંસથી** ૨.

રે ! હિંદ માતા, પુત્ર તારો, વીર મારો, મ્હાબળી,
બહુ વર્ષ વેઠી વિદેશ કરવા જગ્તમાં તુજને વડી,
અમ માટ એનું વૃદ્ધ દીસે, તન સૂકાયું શોષથી,
અભિનંદું આવો, **હિંદના દાદા** તમોને **હોંસથી.** ૩.

કલ્યાણ કારી, ભયવિદારી, દુઃખહારી, દક્ષણી,
બાવીશમા ઓચ્છવ સમે, કોંગ્રેસ દેવી સુલક્ષણી,

આજે અલૌકિક ઓપશે, તારા સ્તવન જય ઘોષથી,
અભિનંદું આવો, **હિંદના દાદા** તમોને હોંસથી. ૪.

મંગળ સમે આ હર્ષ વૃષ્ટિથી, હિંદ સૌ હલમલી રહ્યું,
કિરતારની કરૂણા થકી, સહુ સ્થળ લીલું લીલું થયું,
આપુ શું કામ અરે જવાસા ! જળી રહ્યો છો શોષથી ?
અભિનંદું આવની, **હિંદના દાદા** પધારે, હોંસથી ! ૫.

**મનહર.**

ભિષ્મ પિતામહ પેઠે ઉમરમાં પોતે પૂરા,
છતાં કામ ટાણે જેઓ આગ્યા ધાઇ ધાઇ છે ;
શાણપમાં સાગર સમાન છે વિચાર જેના,
તોડે ઝટ હિંદના વિરોધી-સૂં સગાઇ છે ;
નાનડીઆં માટ નિજ તન મન ધન રોકે,
શિખામણ જેની માનવંતી, સુખદાઇ છે,
નરમણિ નિરખીને, ફરિ ફરિ શોચી રહ્યો,
પધાર્યા તે હિંદ કેરા દાદા છે કે ભાઇ છે ? ૬.

**કડી ૧ લી લીટી ૧ લીમાં** તારીખ તથા વારનું વર્ણન છે. વીરભદ્ર = કલ્યાણ કરનારો વીર. કડી ૩ મ્હાબળી=મહા બળવાન. અમમાટ=અમારે માટે. દાદાનો અર્થ મોટા ભાઇ પણ થાય છે. કડી ૪ દક્ષણી= ડાહી. સ્તવન જયઘોષ=પ્રાર્થનાના મોટા અવાજ. અર્થાત્ ભાવણો. કડી ૫. હર્ષ વૃષ્ટિ=હર્ષનો વરસાદ. હે જવાસા નામના છોડવા ! અર્થાત્ હે અદેખા માણસ ! આ

વરસાદના વખતમાં સૌ લીલું લીલું છે તે જોઈને તું શા માટે બળી જાય છે? અભિનંદું આવની=આવની આપણે બેઉ અભિનંદન—મુબારકબાદી આપીએ. કડી ૬ ઠી. **મનહર** ૧ લી, ૩ જી તથા ૫ મી લીટીમાં વૃદ્ધ દાદાને છાજે એવા ગુણોનું વર્ણન છે. અને ૨ જી, ૪ થી તથા ૬ ઠી લીટીમાં જુવાન ભાઈને છાજે એવા ગુણોનું વ-ર્ણન છે. નામદાર દાદાભાઈના આવા બેઉ જાતના ગુણો નિરખીને—જોઈને નરમણિને વિચાર થાય છે કે આ તે હિંદના દાદા છે કે ભાઈ છે? શોચી રહ્યો=વિચાર કરી રહ્યો છે.

## કોંગ્રેસિયા પુત્રો પ્રત્યે બુદ્ધિ હિંદ માતાનાં વચન.

### રાગ વણજારાનો.

આવો આવો કહું વાતડી, વહાલા વીરારે.
બેટા સુણજો રહીને શાંત ; થજોના અધીરા રે. ૧.
બહુ દિન દુઃખના ભોગવ્યા, વહાલા૦
આજ સુખનો આવ્યો છે સંજોગ ; થજો ના૦ ૨.
ભલી વિદ્યા ભણ્યા ભાવથી, વહાલા૦
એ છે માત તમારીને લ્હાવ, થજો ના૦ ૩.
છત્ર નીચે ઈંગ્લીશના, વહાલા૦
તમને આપી મતિ રૂડી ઈશ ; થજોના૦ ૪.
બાથ ભીડીને જંગલની, વહાલા૦
ભલો રાખ્યો છે સંપનો રંગ ; થજો ના૦ ૫.

સાચવવા નિજ હક્કને, વહાલા૦
ભલી રાયસું કીધી જક્ક ; થજો ના૦ ૬.
ઉજ્જવળ કરવા દેશને, વહાલા૦
ભલે જીવો ઘણું કોંગ્રેસ ; થજો ના૦ ૭.
સ્નેહ શૌર્યને ખંતથી, વહાલા૦
લીધા મેળવી પશ્ચિમ-સંત ; થજો ના૦ ૮.
તમ શાણપને સાનથી, વહાલા૦
ભલે પામજો રાયનાં માન ; થજો ના૦ ૯.
જેણે દમ્યા અભિમાનથી, વહાલા૦
ભલે ઉતારો તેનાં ગુમાન ; થજો ના૦ ૧૦.
ઉચ્ચ વિચાર-ખમીરથી વહાલા૦
ભલે રાખ્યું દાદાનું નીર ; થજો ના૦ ૧૧.
બેટા ! વાત કૂડી એક તો, વહાલા૦
મને સાલે છે દિલમાં છેક ; થજો ના૦ ૧૨.
તમને ભમાવવા—ભૂતડા, વહાલા૦
કોઇ ઉડયા છે મારા કપૂત ; થજો ના૦ ૧૩.
ક્લેશ કરાવી કમૂળ એ, વહાલા૦
મારાં ધોળામાં નાખશે ધૂળ ; થજો ના૦ ૧૪.
મળ્યા વિદેશી ગમારસૂં, વહાલા૦
જેછે આપણું લૂણ ખાનાર ; થજો ના૦ ૧૫.
બાઝાડીને માંહ્ય માંહ્યથી, વહાલા૦
વહાલા વિદેશી ના થાવા ચા'ય ; થજો ના૦ ૧૬.

બેટા, રે'જો એથી ચેતતા, વહાલા૦
લોહી પીશે તમારૂં એ પ્રેત ; થજો ના૦ ૧૭.
પક્ષ પડયાની વાતને, વહાલા૦
સાચી કેમ માનું મારા ભ્રાત ? થજો ના૦ ૧૮.
તમને સુઝે ના કબુદ્ધ એ, વહાલા૦
તમે પીધું છે મારૂં દૂધ ; થજો ના૦ ૧૯.
સ્વાભાવિકે મત ભેદ કંઈ, વહાલા૦
સંપ નેમથી કરજો છેદ ; થજો ના૦ ૨૦.
ગમતી રીતે કરો કાજને વહાલા૦
અંતે સ્થાપવું સંપનું રાજ ; થજો ના૦ ૨૧.
સંપ સુફળની ખાણ છે, વહાલા૦
તમે નથી એ વાતે અજાણ ; થજો ના૦ ૨૨.
જુગ દીઠા છે મેં જેટલા, વહાલા૦
તમે દીઠા ન દિવસ નેટ ; થજો ના૦ ૨૩.
કેવી કેવી વીતી છે મને, વહાલા૦
બેટા બાળક જાણો તે કેમ ; થજો ના૦ ૨૪.
માંડ મળરકું છે સુખનું, વહાલા૦
ભૂલી, જોજો ન લાવશો દુખ ; થજો ના૦ ૨૫.
અરિ ઉડાવે કથંન જે, વહાલા૦
તેથી મારૂં તપે છે તંન ; થજો ના૦ ૨૬.
રીત આ જગમાં કપૂતની, વહાલા૦
દેખી શકે ન ભાંડુનું સુખ, થજો ના૦ ૨૭.

કહી—" અદ્યાપિ ન લાભ કૈ ", વહાલા૦
મથ્યા દેવા તમોને દાબ; થજો ના૦ ૨૮.
લાભ લેખું તો હજાર છે, વહાલા૦
નથી સંશય એમાં લગાર; થજો ના૦ ૨૯.
" સંપ થયો, થયા જાગતા, વહાલા૦
" દેશી હુન્નરે લીધો સુમાર્ગ; થજો ના૦ ૩૦.
" કેવા કેવા હકક આપણા, વહાલા૦
" તમે જાણી લીધું તેનું માપ; થજો૦ ૩૧.
" કૈક વાતમાં જીત્યા રાજસું, વહાલા૦
" રાખી કુલીન કુળની લાજ; થજો ના૦ ૩૨.
" સામા પડયા—થયા સા'ય તે, વહાલા૦
" વળી ગુણ વિદેશિયો ગાય; થજો ના૦ ૩૩.
" વહોર્યો વિશ્વાસ સૌકાનીએ, વહાલા૦
" હિંદુ, પારસી મુસલમાન;" થજો ના૦ ૩૪.
બેટા એ લાભ છે લાખના, વહાલા૦
જોઇ મીઠાં પડે એની આંખ; થજો ના૦ ૩૫.
હજી લાખ્ખો હાથ લાગશે, વહાલ.૦
જેમાં એવણુનો પણ ભાગ; થજો ના૦ ૩૬.
દૂર જે લાભ દેખાય છે, વહાલા૦
તેમ મજબુત તે લેખાય; થજો ના૦ ૩૭.
મીઠાં ફળો ખાવા નેમ છે, વહાલા૦
ફળે ઉતાવળે આંબા કેમ? થજો ના૦ ૩૮.
રાતમાં રોમ બંધાય ના, વહાલા૦

આપો લાડુ મુખે નવ જાય; થજો ના૦ ૩૯.
દુ:ખ સદી પાંચ વેઠતાં, વહાલા૦
હક્ક પામીછે પારલામેંટ ; થજો ના૦ ૪૦.
બહુ બુરા દીઠા છે સંજોગને, વહાલા૦
બહુ પુત્રના આપ્યા ભોગ ; થજો ના૦ ૪૧.
એમ વેઠી બહુ હાણ્ય છે, વહાલા૦
ત્યારે આજ ફરે એની આણ્ય, થજો ના૦ ૪૨.
માટે ધીરજને ખંતથી, વહાલા૦
સહુ દુ:ખનો આવશે અંત; થજો ના૦ ૪૩.
નવ લેખજો દુષ્ટનાં વેણને, વહાલા૦
ઝીવલેણ જેનાં છે કહેણ ; થજો ના૦ ૪૪.
સ્વદેશ હિતની બુદ્ધિથી, વહાલા૦
કરો અંતરને નિત્ય શુદ્ધ; થજો ના૦ ૪૫.
પછી જો જો બેટા કેવડાં, વહાલા૦
સુખ આલશે દેવનો દેવ ; થજો ના૦ ૪૬.
માગ્યા હકકોથી સમાજને, વહાલા૦
વિણ વાંવે નવાજશે રાજ ; થજો ના૦ ૪૭.
ધ્વજા સ્વદેશી વેપારની, વહાલા૦
સાહી, કરો સમર્થ પોકાર ; થજો ના૦ ૪૮.
વાટ સ્વતંત્રને જાઠ સૌ, વહાલા૦
કરો "હિંદ હિંદીઓ માટ"; થજો ના૦ ૪૯.
સા'ય તમોને છે ઇશની, વહાલા૦
કરો ૫-તે' છે માની આશીશ થજો ના૦ ૫૦.

**કડી ૧૫.** આપણું લૂણ ખાનાર=હિંદુસ્તામાં જેમનો રોટલો છે એવા પરદેશિયો **કડી ૧૮.** પક્ષ પડ્યા ઇત્યાદિ૦ બાવીસમી કોંગ્રેસમાં ફાટફુટ પડવાની તયારી છે એમ ધારતી બતાવીને તમારો જીવ ઉંચો કરવા સારૂ જે અફવાઓ ઉડે છે તે. **કડી ૨૧.** ગમતી રીતે=કોઇબી રસ્તે; કોંગ્રેસનું કામકાજ કોઇબી ધોરણ ઉપર ભલે લેવાય પરંતુ લક્ષમાં રાખવાનું એટલું જે "સ્વપનું રાજ્ય સ્થાપવું છે" **કડી ૨૬** કથું ન=અફવા. **કડી ૩૩.** સામા થતા હતા તેઓ પણ હવે કોંગ્રેસના પક્ષમાં આવવા લાગ્યા છે. **કડી ૩૪.** સુકાની=કોંગ્રેસના અગ્રેસરો. તેમણે બધી કોમનો વિશ્વાસ ખેંચી લીધો છે, એ બધા લાભ તે નાહાનાસુના ન સમજવા. **કડી ૩૯.** એમાં એક અંગ્રેજી અને એક ગુજરાતી કહેવત આપી છે.

# કોંગ્રેસ દેવીની આરતિ.

**તા. ૨૬-૧૨-૦૬ ના સાંજ વર્તમાનમાં આપેલી તે.**

જય દેવી, જય દેવી, મા જય જય જય દેવી,
મા જય જય જય દેવી,
મંદ મંદ સ્મિત ભૂષિત, હિંદ તનુજ સેવી.
જય દેવી, જય દેવી. ટેક.
લૉર્ડ રિપન પરિસ્થાપિત, જનપદ કલ્યાણી,
મા જનપદ કલ્યાણી,
અંગલ બુધવર નંદિત, સુખકર મહારાણી, જય૦ ૧.
કાર્ય ભાર બોજાથી, રાજભૂલ થાતી,
મા રાજભૂલ થાતી.
સ્નેહ તે સુધરાવા, ભારતમાં ધાતી જય૦ ૨.
નિજ તન હક સાચવવા, હામ હૈયે ધરતાં,

મા હામ હૈયે ધરતાં,
રાજ પ્રજાનું ગૌરવ, નિત્ય નિત્ય વધુ કરતાં, જય૦ ૩.
તવ તન રાજપ્રતિ એ, ભક્તિ જે ધરતાં,
મા ભક્તિ જે ધરતાં,
તદ્ વિદ્રેહી અસુરના, મુખ કાજળ ભરતાં, જય૦ ૪.
ત્રીસ કોટિ જનની એ, માતા મહા ભાગી,
મા માતા મહા ભાગી,
તુજ ખોળે શિર મૂકી, લઉં આશિશ માગી. જય૦ ૫.
ઐકય વૃક્ષ સ્થાપ્યું આ, નિત્ય નિત્ય જળ સીંપો,
મા નિત્ય નિત્ય જળ સીંપો,
"હિંદ હિંદીઓ માટે." બની જુગ જુગ દીપો. જય૦ ૬.

કડી ૧. મંદ મંદ સ્મિત=ધીમું ધીમું હસવું. ભુષિત=શોભાયમાન. તનુજ=બાળકો નેશનલ કોંગ્રેસ તથા સ્થાનિક સ્વરાજ્ય હિંદમાં સ્થાપન થયાં તેનું નામ ભલા વાઇસરાય લૉર્ડ રિપનને ઘટે છે. જનપદ=પ્રદેશ. અંગલ=અંગરેજ. બુધવર=વધારે શાણા એવા અંગ્રેજો વડે નંદિત એટલે વધાવી લેવામાં આવેલી. કડી ૨. રાજ ભૂલ=સરકારની ભૂલ. કડી ૩ ગૌરવ=મોટાઇ. તન=તનુજ–બાળકો. કડી ૪ તારાં બાળકો એવી રીતે જે રાજ્ય ભક્તિ બતાવે છે તેમાં ફાટ ફૂટ પડાવનારા અસુરનાં મોઢાં. કડી ૬ ઐકય વૃક્ષ=એકસંપીનું ઝાડ. સીંપો=પાણી પાઇને ઉછેરો.



# જાહેર ખબર.

---

અમારા ઔષધાલયમાં આયુર્વેદને આધારે બનેલાં સર્વે કીમતી ઔષધો, આસવ, અરિષ્ટ, અવલેહ, તેલ, ઘૃત, ભસ્મ, રસ, ગુટિકા, ચૂર્ણ, વગેરે તૈયાર મલેછે. ઉત્તમ વનસ્પતિ સાથે તૈયાર કરેલા અમારા જૂના દ્રક્ષાસવનો જોડો મુંબઇમાં નથી મુસાફરીના ઉપયોગ સારૂ ખાસ રામબાણ દવાઓ તથા જરૂરી દાકતરી સામાન વાળી પ્રવાસ પેટીઓ તૈયાર મળેછે. ક્ષય રોગનો ચોક્કસ ઇલાજ અમારે ત્યાં થાય છે.

| | | |
|---|---|---|
| પ્રવાસ પેટી નંબર ૧. | રૂ. | ૧૫—૦—૦ |
| ,, નંબર ૨. | રૂ. | ૭૫—૦—૦ |
| દ્રાક્ષાસવ મોટી બાટલી ૧ ની જુનાઇ | | |
| પ્રમાણે કીંમત રૂ. ૨—૦—૦ થી | રૂ. | ૧૦—૦—૦ |
| ચંદ્રોદય નં. ૧ તોલા ૧ ના. | રૂ. | ૭૫—૦—૦ |
| ,, નં. ૨ ,, | રૂ. | ૨૫—૦—૦ |
| સુવર્ણ વસંતમાલતી નંબર ૧ ,, | રૂ. | ૨૦—૦—૦ |

| | | | |
|---|---|---|---|
| ,, | નંબર ૨ ,, | રૂ. | ૫-૦-૦ |
| અભ્રક સહસ્ત્રપુટી | નંબર ૧ ,, | રૂ. | ૧૨૫-૦-૦ |
| ,, | નંબર ૨ ,, | રૂ. | ૩૫-૦-૦ |
| ,, | નંબર ૩ ,, | રૂ. | ૧૫-૦-૦ |
| લોહ ભસ્મ. | તોલા ૧ ના. | રૂ. | ૫-૦-૦ |
| મહા કામેશ્વર. | ,, | રૂા. | ૩૦-૦-૦ |
| મંડુર | ,, | રૂા. | ૪-૦-૦ |
| સુવર્ણભસ્મ. | ,, | રૂા. | ૪૦-૦-૦ |
| મૌક્તિક ભસ્મ. | ,, | રૂા. | ૩૦-૦-૦ |
| રૌપ્ય ભસ્મ. | ,, | રૂા. | ૧૨-૦-૦ |
| બંગ ભસ્મ. | ,, | રૂા. | ૮-૦-૦ |
| પ્રવાલ ભસ્મ. | ,, | રૂા. | ૪-૦-૦ |
| આકૃતી. | ,, | રૂા. | ૧૧૦-૦-૦ |

એ શિવાય દરેક ઐાષધો મળશે.

**વૈદ્ય પોપટ જયકૃષ્ણ દ્વારકાવાળા,**

બદામના ઝાડ સામે કાલકાદેવી રોડ. મુંબઇ.

# મણિરત્નમાળા.

---

મૂળસંસ્કૃત અને ગુજરાતી સમશ્લોકી
તથા અર્થ સહિત.

મુમુક્ષુઓને માટે બોધદાયક અને રમણીય નાનકડો ગ્રંથ સર્વ કોઇને મફત આપવામાં આવેછે.

પોસ્ટ દ્વારા મંગાવનારા ભાઇઓએ માત્ર અરધા આનાની ટીકીટ બીડવી.

ઠા. ધરમશી જેઠાની કું.
માંડવી મુંબઈ.
લી. નરમણિ.

# સ્નેહી તરફથી લેખકને મુબારકબાદી.

## સવૈયા.

અનેક કવિવાણી—વાટીકા હવા લઇ સુખશાંત્તીદાય
તારી વાણી રૂપપુષ્પ જોતાં આનંદુ છું ઉરમાંય
ભલે નરમણિ નામ યથા તેં ભાવ ભજાવ્યો આ કૃતિ કાંઈ!
અભિનંદન આપુંછું તેથી મિત્ર તરીકે હે પ્રિય ભાઇ ! !—૧.

અનાયાસ મમ મિત્ર ભાણજી થકી થયો તુજથી મિલાપ
શેઠ સુજાણ શ્રી હરિદાસનો, પણ, કારણભુત ત્યાંય પ્રતાપ
ઉપકાર જેઓનો માનું મીત્ર તરીકે કરી સગાઇ
અભિનંદન આપુંછું તેથી મિત્ર તરીકે હે પ્રિય ભાઇ ! !—૨.

સામાન્યને સર્વ દેશી વિજ્ઞાન—પુષ્પ ગ્રંથી કરી માલ
મોજ—સુગન્ધ સરસ દેનારી ધારણ કરશે સર્વ રસાલ
એમાંથી સુગંન્ધી યુક્ત લહરી ઉડશે બહુ ઠામ છવાઇ
અભિનંદન આપુંછું. તેથી મિત્ર તરીકે હે પ્રિય ભાઇ ! !—૩.

ઠીક થયો છે પ્રયાસ આ રચનામાં સુંદર પ્રિયકર હા !
"રસમય ચુંટણી" "ચવચવ મુરબો" આનંદકારી જેમ અહા !
આજ કાલ ઉધરતા વર્ગી અભ્યાસીની રૂચી રહાઇ
અભિનંદન આપુંછું તેથી મિત્ર તરીકે હે પ્રિય ભાઇ ! !—૪.

કોઇ સમે મીઠાશ અને કોઇજ પ્રસંગે સાદું અમ
સ્વાદ છતાં આલ્હાદ ભરને પૂર્ણ પ્રકારે કરે પ્રસન્ન
વાંચક જનની અભિલાષા લઘુ પુસ્તકમાં દીસે દોરાઈ
અભિવંદન આપું છું તેથી મિત્ર તરીકે હે પ્રિય ભાઇ ! !—૫.

આનંદ ભરે વિશેષ મુજને અર્પણ કીધું શ્રી હરિદાસ
મંગલનામ ઉચ્ચારણ કીધું આદીમાં સંભારી ખાસ
જેવી કૃતી સરસ છે તેવું ચરિત શેઠજીનું સોહાય
અભિવંદન આપું છું તેથી મિત્ર તરીકે હે પ્રિય ભાઇ ! !—૬.

જેવું મસ્તક તેવી પાઘડી કોને ના ગમશે દેખાવ
જેવું રૂપ દિસે આભરણો તેવા ધરવા વિવેક ભાવ
તદનુસારી વિવેક બુદ્ધી મિત્ર નરોત્તમ માંહ્ય વસાઇ
અભિવંદન આપું છું તેથી મિત્ર તરીકે હે પ્રિય ભાઇ ! !—૭.

મારો મત આ પુસ્તક-વિષયે પ્રકટ થવા આ કીધું કામ
માન્ય કરીને મિત્ર નરોત્તમ લેશો યાદજ તેની આમ
મિત્ર લાગણી, ખુશી થતાં, ઉભરી આવી જે ઉર્મી આંહી
અભિવંદન આપું છું તેથી મિત્ર તરીકે હે પ્રિય ભાઇ ! !—૮.

રતિલાલ આણંદજી મુની.